જેના અંતરમાંહી અહર્નીશે,
અનુકંપા વશી છે અપાર ॥ હેમકુંવરબાઇને ॥
ગુણખાણી ગરીબ ઉગારવા,
પૈસા ખરચે છે અપરંપાર ॥ હેમકુંવરબાઇને (૬)
ધર્મ ધ્યાન ઉત્તેજન આપતાં,
હોજ્યો જગમાંહી જયજયકાર ॥ હેમકુંવરબાઇને ॥
એનો વિજય વિશેષ થાજ્યો સદા,
સંત સેવા થકી સુખકાર ॥ હેમકુંવરબાઇને (૭)
મુનિરાજની દેશના દિલ ધરી,
પામ્યાં ધર્મથી પૂરણ પ્રીત ॥ હેમકુંવરબાઇને ॥
ઉપદેશ સરસ અણગારનો,
સુણી રાખી પૂરી પરતીત ॥ હેમકુંવરબાઇને (૮)
વ્હાલો ધર્મ અતિ વીતરાગનો,
વાણી બાઈની અમૃતધાર ॥ હેમકુંવરબાઇને ॥
ખરચી દામ સદા શુભ મારગે,
પોખે સાધરમી નર નાર ॥ હેમકુંવરબાઇને (૯)
ધન્ય જન્મ સફળ તેહનો ગણું,
જેના દિલમાં વશ્યો જિનધર્મ ॥ હેમકુંવરબાઇને ॥
દ્રવ્ય ગર્વ તજી સુખ ઉચ્ચરે,
નમ્રતાનાં વચન ઘણી શર્મ ॥ હેમકુંવરબાઇને (૧૦)
આપો આશ્રય અંતર શુદ્ધથી,
ધર્મકાર્યમાં પ્રીતિ અપાર ॥ હેમકુંવરબાઇને ॥
અતિ હોંશથી અર્પણપત્રિકા,
કરો શુભ મનથી સ્વિકાર ॥ હેમકુંવરબાઇને (૧૧)

શ્રી

પરમ પૂનિત સકળ ગુણાલંકૃત પરમ ધર્મનિષ્ઠ

શેઠાણી બાઇ હેમકુંવરબાઇ.

મર્હૂમ શેઠ રામજી માધવજીની વિધવા ભાર્યા.

મુંબઈ.

આપની શ્રી જૈનધર્મ પ્રત્યે એક નિષ્ઠાની વૃત્તિ અને અત્યંત આસ્થા, આપનો જીવ દયાપ્રતિપાળક જન સ્વભાવ, આપની અત્યુત્તમ સખાવતથી અનેક અવાચક ગાયોના જીવની થતી હિંસાનું બચવું, આ પનું ધર્મકાર્યમાં અગ્રેસરપણું, આપની દયાળુ વૃત્તિથી ચાલતા ધર્માદા દવાખાનાને લીધે અનેક જીવોપર થતો ઉપકાર, આપની સદ્ધર્મનિષ્ઠવૃત્તિ તથા આપનું ધર્મ પરાયણપણું, અને આપની તથા આપના શ્રેયસ્કર બં ધુ શેઠ મૂળચંદભાઈ કરશનજીની તથા આપના ચિરં જીવી રા. હરકીશનદાસની અમારા ઉપરની પરોપકાર તરીકેની અમિદષ્ટિ એ વિગેરે શુભ ગુણોથી આ પુ સ્તકમાં આપનું નામ અમર રહેવા આ શુભકારી ધ ર્મોક્તગ્રંથ પ્રીતિપૂર્વક આપને અર્પણ કરીએ છીએ. અને આ જૈનતત્વશોધક ગ્રંથના પવિત્ર પાઠથી, જે પુ ણ્ય પાઠકોને પ્રાપ્ત થાય, તેનો એક ભાગ આપને હ મેશાં પ્રાપ્ત થાય, એવી ઈચ્છા રાખું છું. તથાસ્તુ !

" આપના કૃપાકાંક્ષી "

શા ત્રિભોવનદાસ રૂગનાથદાસ.

શા છોટાલાલ મોતીચંદ.

# પ્રસ્તાવના.

---

સુજ્ઞ બંધુઓની પવિત્ર સેવામાં અર્જ ગુજારવામાં આવે છે કે, આપણને અનાદિ કાળથી ભવભ્રમણ રૂપ ચક્રમાં પર્યટન કરવાનું કારણ શુદ્ધ દેવ, શુદ્ધ ગુરુ, શુદ્ધ ધર્મની શ્રદ્ધા નહી આવવાથી થયું છે. માટે દેવ ગુરુ ને ધર્મની બરાબર શુદ્ધ રીતે ઓળખાણ કરવામાં ચૂકવું નહી. કેમ કે, મુખ્ય રીતિમાં શ્રદ્ધા શુદ્ધ ૧, અનુભાસના શુદ્ધ ૨, અનુપાળના શુદ્ધ ૩, વિનય શુદ્ધ ૪, ભાવ શુદ્ધ ૫, એ પાંચ પ્રકારની શુદ્ધિ કરવાથી જીવને જન્મ જરા મરણની દુઃખ રૂપી અટવી ઉલ્લંઘીને મોક્ષ રૂપ નગરમાં નિર્વિઘ્નપણે પહોચી શકવામાં વાર લાગશે નહી. તે પાંચ શુદ્ધિ છે, તેમાં પણ શ્રદ્ધા શુદ્ધ તે મુખ્ય છે. તે માટે ગુરુગમથી શ્રદ્ધા શુદ્ધ કરવી; એ આપણો મુખ્ય ધર્મ છે. કારણ કે, હાલ આ દુષમ પાંચમા આરામાં જૈનધર્મમાં અનેક મત મતાંતરોનો વિસ્તાર પામવાથી મતિ મૂઝાઇને છેવટના ભાગમાં શંકાદિક દોષ ઉત્પન્ન થવાનો સંભવ થયા જેવું કેટલાકને થઈ પડે છે. માટે તે દોષોનો નિર્ણય કરવા સારૂ વારંવાર જૈની ગ્રંથો, આગળ જે મહાપુરુષો ઘણો પરિશ્રમ લઇને પરોપકારને માટે બનાવી ગયા છે, તો તેનો લાભ પ્રમાદાદિકને વશે કરીને તથા પોતાના મતાભિમાને કરીને લઈ શકવાને અશક્ય થવાથી શંકા રૂપ અંકૂર ઊગીને આગે ઉત્સૂત્ર પ્રરૂપણા રૂપ મ્હોટું વૃક્ષ થઇને ધર્મથી ભ્રષ્ટ થવા રૂપ ફળ પ્રાપ્ત થાય છે; અને તે પોતે તો તે હાલતને પહોચે છે, પણ બીજા ભવ્ય જીવોને પણ ઉન્માર્ગ રૂપ જાળમાં ફસાવીને દુષ્કૃત્ય રૂપ કાંટે વીંધીને નરક નિગોદ દુરગતિના દુઃખ રૂપ સ્થાનકમાં હડશેલી મૂકીને જન્મો જન્મની ખરાબી કરાવવામાં પાછો પગ હઠાવતા નથી. તે બધાંય પાપ કરતાં ઉત્સૂત્ર પ્રરૂપીને બીજાને આવળે રસ્તે ચડાવવા જેવું બીજું કાંઈ દુનિયામાં મ્હોટું પાપ

નથી. પ્રિયબંધુઓ! જુઓ કે, કોઈ જીવ મોહનીકર્મના ઉદયથી ચારિત્રથી ભૃષ્ટ થશે, તો તે ફક્ત એક પોતાના આત્માને જ દુર્ગતિનાં દ્વાર ખુલ્લાં કરીને તેમાં પ્રવેશ કરશે; પણ જે પુરુષો શ્રદ્ધાથી ભૃષ્ટ થયા છે તે પોતે તો મિથ્યાત્વ રૂપ ઝેરનો પ્યાલો પીને બેઠા છે અને બીજા જે કોઈ બાળા ભોળા ભવ્ય જીવ હોય, તેને પણ તે પ્યાલો પાવાને તત્પર જ છે; અને તે પાઇને કર્મ રૂપ નિશામાં ખૂબ ગરકાવ કરી દે છે કે, તેને ફરીથી સમકિત રૂપ બોધિબીજ પામવું ઘણુંજ મુશ્કેલ પડે. તેથી વિવેકીઓ, આ મનુષ્ય જન્મ દશ દ્દષ્ટાંતે વારંવાર મળવો ઘણો જ મુશ્કેલ છે. તેમાં વળી જૈનધર્મ, શાસ્ત્રનું શ્રવણ, પ્રભુના વચન ઉપર શ્રદ્ધા, પાંચ ઇંદ્રિ પરવડી, સદ્ગુરુનો જોગ, દીર્ધાયુ વિગેરેનો યોગ મળવો દુર્લભ છે.

હવે મનુષ્ય જન્મ પવિત્ર કરવા માટે આપણા જે પૂર્વાચાર્યો કે જેમણે આપણા ઉપર ઘણો જ અનુગ્રહ કરી મિથ્યાત્વ રૂપ ઉવટવાટથી સમ્યકત્વ રૂપ ધોખમાર્ગે ચડાવવાને અને વળી પરોપકારને માટે, આ "જૈનતત્ત્વશોધક" નામનો ગ્રંથ મહા દયાના સાગર અને પંડિતમાં શિરોમણી એવા મહત્પુરુષ શ્રી ત્રીકમદાસજી મહારાજ જેઓ મારવાડમાં થઈ ગયા છે. તેઓ બનાવીને આપણને બક્ષીશ કરી ગયા છે કે, જેનો લાભ આપણાથી ન લેવાય તેટલો થોડો જ છે. કારણ કે જેની અંદર દયા, દાન, પુન્ય, નીતિ, ત્યાગ, વૈરાગ, ઉત્સર્ગમાર્ગ, અપવાદમાર્ગ, નિશ્ચય, વ્યવહાર સ્વસમય સ્થાપન, પર સમય ઉત્થાપન વિગેરેનો એવો તો આબેહૂબ ચિતાર આપ્યો છે કે, તે વાંચવાથી જિનેંદ્રના માર્ગની ખરેખરી શું ખૂબી છે? તે આપણા જાણવામાં આવ્યા શિવાય રહેશે જ નહી, પણ તે ગ્રંથને વિષમ દ્દષ્ટિથી નહી વાંચતાં સમદ્દષ્ટિથી વાંચશે તેને અમૃત રસ રૂપ જરૂર થઈ પડવાથી તે ઉન્માર્ગ છોડી સડકને રસ્તે ચડ્યા શિવાય રહેશે જ નહી. આ પવિત્ર ગ્રંથના બનાવવાવાળા પંડિતોની પંક્તિમાં ગણાતા હતા, પણ તેમણે વિષમદ્દષ્ટિથી અથવા પોતાની મહત્તા વધારવા માટે અથવા વાદ વિવાદને માટે આ ગ્રંથ બનાવ્યો નથી, પણ ફક્ત એકાંત શાસ્ત્રના ન્યાયે પરોપકાર બુદ્ધિયે બનાવ્યો છે. માટે તે પુરુષના આપણે આભારી

એ. તે દરમ્યાનમાં કોઇને તે વાંચવાથી દ્વેષ ઉત્પન્ન થશે, તો તે
હાત્મા પુરુષોને શિર દોષ નથી, તેમ તે ગ્રંથનો પણ દોષ નથી.
ન કે શેલડી તો ઘણી મીઠી છે, પણ તે ઊંટને વિષ રૂપ થઈ
ડ છે. વળી ખરને સાકર વિષ રૂપ અને વાયસને દ્રાક્ષ વિષ
પ થઈ પડે છે, પણ તેમાં શેલડી સાકર કે, દ્રાક્ષનો દોષ નહી,
ણુ તે પાપિષ્ટ જીવોના પ્રારબ્ધનો દોષ છે. તેમ આ ગ્રંથ શેલડી
ાકર ને દ્રાક્ષ થકી પણ અધિક મધુર રસ વાળો છતાં ભારે
ર્મી જીવ ઊંટ, ખર અને વાયસ જેવાને વિષ રૂપ થઈ પડશે તો
માં તે મહાત્મા પુરુષનો દોષ નથી. માટે વિવેકી વર્ગો, આ
થને એક વાર વાંચવાથી તેની અંદર શું ખૂબી છે? તે અ
ાજ્ઞને જાણવામાં થોડું જ આવશે. પણ દીર્ઘદષ્ટિવાળાને તો ઘ
ા જ પ્રિય થઈ પડશે, વળી તેને વારંવાર વાંચવાથી તેની ખરે
રી ખૂબી માલમ પડી આવશે કે, આ મહાત્મા પુરુષે પોતાની
ી અનહદ બુદ્ધિ વાપરી છે? કે, તે વાચકવર્ગને આશ્ચર્ય થયા
ાવાય રહેશે જ નહી. આ ગ્રંથ ઘણા વર્ષથી બનેલો છે, પણ
ામારા જાણવામાં ટૂંક મુદતથી આવ્યો છે તેથી તેને ઘણી જ
ાયે પ્રસિદ્ધિમાં થોડો જ માલમ પડતો જાણી આપણા સ્વધર્મિ
ર્ગને સરખો લાભ લઈ શકવાના ઈરાદાથી અમોયે છપાવી પ્ર
ીદ્ધ કર્યો છે. આ ગ્રંથની પ્રત મારવાડથી અમોને મળવાથી તે
ાંચતાં તેમાં કેટલી જગ્યાયે અશુદ્ધ હોય તેમ માલમ પડવાથી
માં તસ્દી લઇને બનતાં સુધી શુદ્ધ કર્યો છે. તો પણ તેની
ંદર કોઈ જગ્યાયે ભૂલ ચૂક રહી હોય તો સજજન વર્ગ સુ
ારીને વાંચવાની કૃપા કરશો. તથાસ્તુ!

# अनुक्रमणिका.

શ્રી ગૌતમગણધરેભ્યો નમઃ

श्री

# जैनतत्वशोधकग्रंथ.

તત્ર પ્રથમ ગ્રંથકર્ત્તા શ્રી ત્રીકમદાસજીસ્વામી એક શ્લોકવડે મંગળાચરણ કરે છે.

( અનુષ્ટુપ્વૃત્તમ્. )

**प्रणम्य श्रीमहावीरं, गौतमं गणिनं तथा ॥**
**क्रियते बालबोधाय, ग्रंथोऽयं तत्त्वशोधकः ॥१॥**

ચોવીશમા તીર્થંકર શ્રી મહાવીરસ્વામીને અને ગૌતમ ગણધરને નમસ્કાર કરીને બાળજીવોના બોધને અર્થે હું (ત્રીકમદાસમુનિ) આ "જૈનતત્ત્વશોધક" નામના ગ્રંથને કરૂં છું. ( ૧ )

## प्रथम आ ग्रंथमां आवेला चोवीश द्वार संक्षेपथी कहेछे.

૧ નામ દ્વાર, ૨ લક્ષણ દ્વાર, ૩ ભેદ દ્વાર, ૪ દષ્ટાંત દ્વાર, ૫ ઓળખણા દ્વાર, ૬ કૂણ દ્વાર, ૭ આત્મા દ્વાર, ૮ સાવદ્ય નિર્વદ્ય દ્વાર, ૯ રૂપિ અરૂપિ દ્વાર, ૧૦ જીવાજીવ દ્વાર, ૧૧ શુભાશુભ દ્વાર, ૧૨ ધર્મ કર્મ દ્વાર, ૧૩ આજ્ઞા અનાજ્ઞા દ્વાર, ૧૪ નિત્યાનિત્ય દ્વાર, ૧૫ ગુણઠાણા દ્વાર, ૧૬ સમવતાર દ્વાર, ૧૭ પ્રકૃતિ અપ્રકૃતિ દ્વાર, ૧૮ ભાવ દ્વાર, ૧૯ દ્રવ્ય, ગુણ, પર્યાય દ્વાર, ૨૦ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ ગુણ દ્વાર, ૨૧

# अनुक्रमणिका.

श्री गौतमगणधरेभ्यो नमः

श्री

# जैनतत्वशोधकग्रंथ.

तत्र प्रथम ग्रंथकर्त्ता श्री त्रीकमदासजीस्वामी એક
શ્લોકવડે મંગળાચરણ કરે છે.

( અનુષ્ટુબ્વૃત્તમ્. )

**प्रणम्य श्रीमहावीरं, गौतमं गणिनं तथा ॥**
**क्रियते बालबोधाय, ग्रंथोऽयं तत्त्वशोधकः ॥१॥**

ચોવીશમા તીર્થંકર શ્રી મહાવીરસ્વામીને અને ગૌતમ ગણધરને નમસ્કાર કરીને બાળજીવોના બોધને અર્થે હું (ત્રીકમદાસમુનિ) આ "જૈનતત્ત્વશોધક" નામના ગ્રંથને કરૂં છું. ( ૧ )

## प्रथम आ ग्रंथमां आवेला चोवीश द्वार संक्षेपथी कहेछे.

૧ નામ દ્વાર, ૨ લક્ષણ દ્વાર, ૩ ભેદ દ્વાર, ૪ દ્દષ્ટાંત દ્વાર, ૫ ઓળખણા દ્વાર, ૬ કૂણ દ્વાર, ૭ આત્મા દ્વાર, ૮ સાવદ્ય નિર્વદ્ય દ્વાર, ૯ રૂપિ અરૂપિ દ્વાર, ૧૦ જીવાજીવ દ્વાર, ૧૧ શુભાશુભ દ્વાર, ૧૨ ધર્મ કર્મ દ્વાર, ૧૩ આજ્ઞા અનાજ્ઞા દ્વાર, ૧૪ નિત્યાનિત્ય દ્વાર, ૧૫ ગુણઠાણા દ્વાર, ૧૬ સમવતાર દ્વાર, ૧૭ પ્રકૃતિ અપ્રકૃતિ દ્વાર, ૧૮ ભાવ દ્વાર, ૧૯ દ્રવ્ય, ગુણ, પર્યાય દ્વાર, ૨૦ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ ગુણ દ્વાર, ૨૧

ઉત્પાદ, વ્યય, ધ્રુવ દ્વાર, ૨૨ તળાવ દ્દષ્ટાંત દ્વાર, ૨૩ નવ પદાર્થમાં ભેગા જૂદાનો દ્વાર, અને ૨૪ હેય, જ્ઞેય, ઉપાદેય દ્વાર.

## हवे तेमांथी प्रथम नामद्वार कहे छे.

૧ જીવ, ૨ અજીવ, ૩ પુન્ય, ૪ પાપ, ૫ આશ્રવ, ૬ સંવર, ૭ નિર્જરા, ૮ બંધ અને ૯ મોક્ષ. ઇતિ પ્રથમ નામદ્વાર.

---

## हवे बीजो लक्षणद्वार कहे छे.

૧ ચેતન લક્ષણ તે જીવ, ૨ અચેતન લક્ષણ તે અજીવ, ૩ જીવને સુખ આપનાર તે પુન્ય, ૪ જીવને દુઃખ આપનાર તે પાપ, ૫ શુભાશુભ કર્મ આવે તે આશ્રવ, ૬ આવતાં કર્મને રોકવાં તે સંવર, ૭ પૂર્વનાં કર્મ ખપાવવાં તે નિર્જરા, ૮ શુભાશુભ કર્મનું બાંધવું તે બંધ અને ૯ શુભાશુભ કર્મથી મૂકાવવું તે મોક્ષ. ઇતિ બીજો લક્ષણદ્વાર સમાપ્તમ્.

---

## हवे त्रीजो भेदद्वार कहे छे.

પ્રથમ જીવના બે ભેદ—૧ શુદ્ધ જીવ અને ૨ અશુદ્ધ જીવ. શુદ્ધ જીવ તે કર્મ કલંક રહિત સિદ્ધ ભગવાનના જીવ અને અશુદ્ધ જીવ તે કર્મ કલંક સહિત ચૌદ ગુણઠાણે વર્ત્તતા સંસારી જીવ. તે સંસારી જીવના ચૌદ ભેદ. તે આ પ્રમાણે—૧ સૂક્ષ્મ એકેંદ્રિય, ૨ બાદર એકેંદ્રિય, ૩ બેઇંદ્રિય, ૪ તેઇંદ્રિય, ૫ ચૌરેંદ્રિય, ૬ અસંજ્ઞી પંચેંદ્રિય અને ૭ સંજ્ઞી પંચેંદ્રિય; એ સાતેના અપર્યાપ્તા અને પર્યાપ્તા, એ પ્રકારે સાત દુ ચૌદ ભેદ થયા.

હવે અજીવના બે ભેદ—૧ રૂપિ અજીવ, અને ૨ અરૂપિ અજીવ. તથા પાંચ ભેદ. તે આ પ્રમાણે—૧ ધર્માસ્તિકાય,

૨ અધર્માસ્તિકાય, ૩ આકાશાસ્તિકાય, ૪ કાળાસ્તિકાય, અને ૫ પુદ્ગળાસ્તિકાય. વળી ઉત્તર ભેદે ચૌદ પ્રકારે. તે આ પ્રમાણે-૧ ધર્માસ્તિકાય, ૨ અધર્માસ્તિકાય, ૩ આકાશાસ્તિકાય, એ એકેક જાતિના ત્રણ ત્રણ ભેદ તે-૧ ખંધ, ૨ દેશ ને ૩ પ્રદેશ એમ ત્રિગુણા કરતાં નવ ભેદ થયા. તેની સાથે ૧૦ કાળ, અને પુદ્ગળાસ્તિકાયના ૧ ખંધ, ૨ દેશ, ૩ પ્રદેશ અને ૪ પરમાણુ પુદ્ગળ; એ ચાર ભેદ મેળવતાં ચૌદ ભેદ થયા.

હવે પુન્યના બે ભેદ-૧ દ્રવ્ય પુન્ય અને ૨ ભાવ પુન્ય. તથા ઉત્તર ભેદે નવ પ્રકારે. તે આ પ્રમાણે-૧ અન્ન પુન્ય, ×યાવત્ ૯ નમસ્કાર પુન્ય.

હવે પાપના બે ભેદ-૧ દ્રવ્ય પાપ અને ૨ ભાવ પાપ. તથા ઉત્તર ભેદે અઢાર પ્રકારે. તે આ પ્રમાણે-૧ પ્રાણાતિપાત, *યાવત્ ૧૮ મિથ્યાત્વદર્શન શલ્ય.

હવે આશ્રવના બે ભેદ-૧ દ્રવ્ય આશ્રવ અને ૨ ભાવ આશ્રવ. તથા પાંચ ભેદે. તે આ પ્રમાણે-૧ મિથ્યાત્વ, ૨ અવ્રત, ૩ પ્રમાદ, ૪ અશુભ યોગ અને ૫ કષાય. વળી ઉત્તર ભેદે વીશ પ્રકારે. તે આ પ્રમાણે-૧ મિથ્યાત્વ ૨ અવ્રત, ૩ પ્રમાદ, ૪ અશુભ યોગ, ૫ કષાય, ૬ પ્રાણાતિપાત, ૭ મૃષાવાદ, ૮ અદત્તાદાન, ૯ મૈથુન, ૧૦ પરિગ્રહ, ૧૧ શ્રોતેંદ્રિય, ૧૨ ચક્ષુઇંદ્રિય, ૧૩ ઘ્રાણેંદ્રિય, ૧૪ રસેંદ્રિય અને ૧૫ સ્પર્શેંદ્રિય એ પાંચે ઇંદ્રિ ન સંવરે તે, ૧૬ મન, ૧૭ વચન અને

× યાવત્ શબ્દે નવ પ્રકારનું પુન્ય સમજવું. * અહિં યાવત્ શબ્દે અઢાર પાપસ્થાનક સમજવાં.

૧૮ કાયા એ ત્રણે યોગ ન સંવરે તે, ૧૯ ભંડોપગરણ અયત્નાથી લે મૂકે તે અને ૨૦ સુચિ કુસગ કરે તે.

હવે સંવરના બે ભેદ–૧ દ્રવ્ય સંવર અને ૨ ભાવ સંવર. તથા પાંચ ભેદે. તે આ પ્રમાણે–૧ સમકિત તે સંવર, ૨ વ્રત પચ્ચખ્ખાણ તે સંવર, ૩ અપ્રમાદ તે સંવર, ૪ અકષાય તે સંવર, અને ૫ શુભ યોગ તે સંવર. વળી ઉત્તર ભેદે વીશ પ્રકારે. તે આ પ્રમાણે–૧ સમકિત, ૨ વ્રત પચ્ચખ્ખાણ, ૩ અપ્રમાદ, ૪ અકષાય, ૫ શુભ યોગ, તથા ૬ પ્રાણાતિપાત, ૭ મૃષાવાદ, ૮ અદત્તાદાન, ૯ મૈથુન અને ૧૦ પરિગ્રહ એ પાંચેનું વિરમણ, તેમ જ ૧૧ શ્રોતેંદ્રિય, ૧૨ ચક્ષુઇંદ્રિય, ૧૩ ઘ્રાણેંદ્રિય, ૧૪ રસેંદ્રિય અને ૧૫ સ્પર્શેંદ્રિય એ પાંચે ઇંદ્રિને સંવરે, તથા ૧૬ મન, ૧૭ વચન અને ૧૮ કાયા એ ત્રણ યોગને સંવરે, તેમ જ ૧૯ ભંડોપગરણ યત્નાએ લે મૂકે, અને ૨૦ સુચિ કુસગ ન કરે.

હવે નિર્જરાના બે ભેદ–૧ દ્રવ્ય નિર્જરા અને ૨ ભાવ નિર્જરા. તથા ઉત્તર ભેદે બાર પ્રકારે. તે આ પ્રમાણે–૧ અનશન, ૨ ઉનોદરિ, ૩ વૃત્તિસંક્ષેપ, ૪ રસપરિત્યાગ, ૫ કાયક્લેશ અને ૬ ઇંદ્રિય પડિસંલીનતા, તથા ૭ પ્રાયશ્ચિત્ત, ૮ વિનય, ૯ વૈયાવચ્ચ, ૧૦ સજ્ઝાય, ૧૧ ધ્યાન, અને ૧૨ કાઉસ્સગ્ગ.

હવે બંધના બે ભેદ–૧ દ્રવ્ય બંધ અને ૨ ભાવ બંધ. તથા ઉત્તર ભેદે ચાર પ્રકારે. તે આ પ્રમાણે–૧ પ્રકૃતિબંધ, ૨ સ્થિતિબંધ, ૩ અનુભાગ બંધ અને ૪ પ્રદેશબંધ.

હવે મોક્ષના બે ભેદ–૧ દ્રવ્ય મોક્ષ અને ૨ ભાવ મોક્ષ.

થા ઉત્તર ભેદે ચાર પ્રકારે. તે આ પ્રમાણે-૧ જ્ઞાન, ૨ દર્શન, ૩ ચારિત્ર અને ૪ તપ. ઇતિ ત્રીજો ભેદદ્વાર સમાપ્તમ્.

## હવે ચોથો દૃષ્ટાંતદ્વાર કહે છે.

જીવનું ચૈતન લક્ષણ તે કોણ દષ્ટાંતે ? જે જાણવું, દેખવું અને ઉપયોગ તે ચૈતન છે. તે જીવનો ગુણ છે. જીવના ગુણને જીવ કહીએ. જેમ ગોળનો ગુણ તે મિઠાશ, તેમ જીવનો ગુણ તે ચૈતન. જેમ ગોળને મિઠાશ એક, તેમ જીવને ચૈતન એક.

અજીવનું અચૈતન લક્ષણ જે જડ રૂપ, તેના પાંચ ભેદ. ત્યાં ૧ ધર્માસ્તિકાયનો ચલણ ગુણ તે કોણ દષ્ટાંતે ? જેમ માછલાંને ગતિ કરતાં પાણીનો આધાર, અને પાંગળાને લાકડીનો આધાર, તેમ જીવ પુદ્ગળ ગત પરિણમ્યાને ધર્માસ્તિકાયનો આધાર. ૨ અધર્માસ્તિકાયનો સ્થિર ગુણ તે કોણ દષ્ટાંતે ? જેમ ઉષ્ણકાળે તૃષાએ પીડિત પંથીને તરૂછાયાનો આધાર, તેમ સ્થિત પરિણમ્યાં જીવ પુદ્ગળને અધર્માસ્તિકાયનો આધાર. ૩ આકાશાસ્તિકાયનો અવકાશ ગુણ તે કોણ દષ્ટાંતે ? જેમ ઓરડામાં એક દીવાની જ્યોતિના પરમાણુ સમાય, તેમ હજાર દીવાની પ્રભા પણ સમાય. તથા જેમ પાણીના લોટામાં પતાસાં સમાય, પૃથ્વમાં ખીલો સમાય, તેમ એકેક આકાશ પ્રદેશમાં એક, બે યાવત્ અનંતા પરમાણુ રહે. ૪ કાળ તે વર્ત્તના લક્ષણ. તે કોણ દષ્ટાંતે ? જેમ કોઇક બાળક જન્મ્યો હોય, પછી તે બાલ્યાવસ્થાવાળો થાય, પછી તરૂણ થાય, પછી વૃદ્ધ થાય, જો કે તે જીવ તો સદાય

સરખો છે, પણ બાળ, તરૂણ અને જરાનો કરનાર તે કાળ. કાળને પ્રભાવે જીવને પુદ્ગળ નવી નવી અવસ્થા ધરે છે પણ તે જીવને પુદ્ગળનો દ્રવ્ય તો વિનાશ પામતો નથી; પ રંતુ પર્યાય પલટે છે. ત્યાં દ્રષ્ટાંત–જેમ કોઇએ સોનાની મુદ્રડી (વીંટી) ઘડાવી, પછી તેને ભાગીને મુરકી ઘડાવી, પછી તે ની કુંઠી ઘડાવી, એમ નવી નવી અવસ્થા ધરે, પણ પોતાના દ્રવ્યનો વિનાશ ન થાય. તેમ પુદ્ગળ પણ પરમાણુ દ્વીપ્રદેશિ કાદિક અનંતપ્રદેશી સુધી નવાં નવાં રૂપ અવસ્થા ધરે, પરં તુ પુદ્ગળનો અપુદ્ગળ થાય નહી. જેમ સોનાનો આકાર ફરે, પણ સોનાપણું ન ફરે; તેમ જીવના પુદ્ગળ પણ ન ફરે.

ઇહાં કોઈ અવિવેકી માણસ એમ કહે છે કે, “ જે જે શાશ્વતિ વસ્તુ, તે જીવ પુદ્ગળ. જે જે અશાશ્વતિ પાલટે તે કાળ કહીએ. જેમ જીવના પર્યાય નરકાદિક, તીર્થંકરાદિક અને પુદ્ગળના પર્યાય લાકડીઆદિક નામ તે સર્વ ફરી જશે. માટે તે શાશ્વત નહી. જે શાશ્વત નહી તે કાળ. તે કારણ માટે તીર્થંકરપણું તે જીવ નહી, ચારિત્ર તે જીવ નહી, નરકાદિક તે જીવ નહી અને પરમાણુઆ તે પુદ્ગળ નહી ” જે આવી રીતે બોલે તે એકાંત દુર્નયના સ્થાપનાર જાણવા. એમ બો લતાં સૂત્રનાં ઘણાં વચનોને વિરોધ આવે છે, ઘણા પાઠનું ઉત્થાપન થાય છે. સૂત્રમાં ઠામ ઠામ નરકાદિકને જીવ કહ્યા છે. બાળ, તરૂણ અને તીર્થંકરાદિક તે સર્વે જીવની અવસ્થા છે. જીવની અવસ્થાને જીવ કહીએ. તે કોણ દ્રષ્ટાંતે? જેમ મુ દ્રિકાને સોનુ કહીએ, તેમ નરકાદિકને જીવ કહીએ. ઇહાં કોઈ એમ કહે કે, “ જ્યારે તમે જીવની અવસ્થાને જીવ

કહો છો, ત્યારે કાળ કોને કહો છો?" તેનો ઉત્તર "જે જીવની અવસ્થા તે કાળ ન કહીએ, પણ જે અવસ્થાનો કરનારો અને ચંદ્રમા સૂર્યનાં માંડલાંનું ફરવું તેને કાળ કહીએ. જે કારણ માટે કાળ તો અઢીદ્વીપમાં છે પણ અઢીદ્વીપ બહાર નથી અને અવસ્થા તો સર્વ લોકમાં છે, તે કારણ માટે સમય, ઘડિ, અને દિવસ પ્રમુખનો વર્ત્તાવો તે કાળ કહીએ. શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના અઠ્ઠાવીશમા અધ્યયનમાં કહ્યું છે કે, "वत्तणा लक्खणो कालो" ઇતિ વચનાત્ "एगतं च पुहत्तं च" ઇત્યાદિ "पज्जवाणं तु लक्खणं" એમ કહ્યું છે.

હવે પુન્ય અને પાપ એ બન્નેનું દ્રષ્ટાંત ભેગું કહે છે. પુન્ય તે સુખદાતા અને પાપ તે દુઃખદાતા. એ બન્ને કર્મ પરિણામ છે. ત્યાં દ્રષ્ટાંત–જેમ પથ્ય આહાર તે શાતાકારી છે અને અપથ્ય આહાર તે અશાતાકારી છે; પરંતુ કોઇક જીવને પથ્ય આહાર વધે અને અપથ્ય આહાર ઘટે, ત્યારે તે નિરોગી થાય. વળી જેમ જેમ પથ્ય આહાર ઘટે, અને અપથ્ય આહાર વધે, તેમ તેમ તેને રોગ વ્યાપતો જાય. જ્યારે પથ્ય આહાર અલ્પ હોય અને અપથ્ય આહાર ઘણો હોય, ત્યારે તે સરોગી થાય અને જ્યારે બન્ને આહાર છૂટે, ત્યારે તેનું મરણ થાય. એમ જીવને પણ પુન્ય પાપ બેહુ આહાર તુલ્ય જાણવા. જ્યારે પુન્ય વધે અને પાપ ઘટે, ત્યારે સુખ પામે. વળી જ્યારે પુન્ય ઘટે અને પાપ વધે, ત્યારે દુઃખ પામે. પુન્ય અને પાપ એ બેહુ છૂટેથી મોક્ષ થાય, પણ સંસારી સર્વ સંયોગી જીવને પુન્ય પાપ બેહુ નિમાય ઉદયભાવ પામીએ. પણ એવો જીવ કોઇ નહી. ઇહાં પ્રશ્ન–"જો સર્વ જીવને પુન્ય

પાપ છે, તો કોઈ જીવ પુન્યવંત કહ્યા છે અને કોઈ પાપવંત કહ્યા છે તે કેમ?" તેનો ઉત્તર-" તે આહારને જ દષ્ટાંતે. જ્યારે જેને જેટલો આધકતા હોય તે કહીએ. જ્યારે જીવને શુભ કર્મનો ઉદય ઘણો હોય, અને અશુભ કર્મનો ઉદય અલ્પ હોય, ત્યારે દેવતા પ્રમુખની ગતિ પામે. તે પુન્યવાન કહીએ. નિરોગતા પથ્ય આહારની પેઠે. વળી જ્યારે અશુભ કર્મનો ઉદય ઘણો હોય, અને શુભ કર્મનો ઉદય અલ્પ હોય ત્યારે નરકાદિક અશુભ ગતિ પામે. તે પાપ આત્મા કહીએ. જ્યારે પુન્ય પાપ બેહુ ક્ષય થાય, ત્યારે મોક્ષ પામે. શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના એકવીશમા અધ્યયનમાં કહ્યું છે કે-"दुविहं खवे ऊणय पुन्न पावं" ઇતિ વચનાત્. એ તો ઉદયઆશ્રી કહ્યું.

હવે બંધઆશ્રી પણ સકષાયી જીવ સમયે સમયે પુન્ય પાપ બેહુ બાંધે છે. પણ એવો જીવ કોઈ નથી કે, જે એકલું પાપ બાંધે તથા એકલું પુન્ય બાંધે. તથા છઠ્ઠે સાતમે ગુણઠાણે ચૌદપૂર્વવેત્તા, ચાર જ્ઞાનના ધણી શુક્લલેશી સાધુ સર્વાર્થસિદ્ધ વિમાનનું આઉખું બાંધે, તે સમયે પણ નિશ્ચે અશુભકર્મ બાંધે છે. પરંતુ શુભકર્મ આધક બાંધ્યાં છે, તેથી શુભબંધ કહીએ. અથવા કૃષ્ણલેશી દુષ્ટ અધ્યવસાએ સંક્લેશમાં મિથ્યાદષ્ટિ જીવ સાતમી નરકનું આઉખું બાંધે, તે સમયે પણ પંચેંદ્રિય જાતિ, ત્રસનામ ઇત્યાદિ શુભ પ્રકૃતિ બંધાય છે; પણ બહુળતાથી પાપનો બંધ કહીએ. એ ઉત્કૃષ્ટ ભાંગા કહ્યા. એ પ્રકારે સર્વ મધ્યમ ભાંગા પણ એમ જ જાણવા.

ઇહાં કોઈ અજાણ કદાગ્રહે ગ્રસિત માણસ એમ કહે કે "પુન્ય અને પાપ એ બેહુનો એક સમયે બંધ ન હોય. જે

મ તડકો અને છાંયો એ બેહુ ભેગા ન હોય, તેમ પુન્ય પાપ પણ ભેગાં ન બાંધે." તેને ઉત્તરમાં એમ કહેવું કે, "સંપરાય બંધમાં એક બંધ હોય કે બે? અથવા ક્રિયે સમયે જીવને એક બંધ હોય તે કહો? દેવતાની ગતિનો બંધ પડે, તે સમયે જ્ઞાનાવરણીઆદિ અશુભ પ્રકૃતિનો બંધ છે કે નહી?" ત્યાં કેટલાએક એમ કહે કે, "સહચારી પ્રકૃતિ તે ન ગણવી." તેને એમ કહેવું કે, "ન ગણવી તેનું કારણ શું? તથા સહચારી વિના બીજી પ્રકૃતિ બાંધે છે કે નહી? જે એ સમયે કોઈ જીવે મનુષ્યગતિ બાંધીને નીચગોત્ર બાંધ્યું, તે કિયો બંધ? તથા પ્રથમ સંઘયણ ન બાંધ્યું અને ચરમ સંઠાણ બાંધ્યું તેનું શું કારણ?" ઇત્યાદિ પુન્ય પાપ બાંધવાના અનેક ભાંગા સૂત્રોમાં તથા ગ્રંથોમાં દેખાય છે.

હવે ત્યાં કોઈ એમ કહે કે, "એક સમયે બે લેશ્યા ન હોય, તો પુન્ય પાપ એ બેહુ કેમ બાંધે?" તેનો ઉત્તર કે, કૃષ્ણલેશ્યામાં પણ ચાળીશ શુભ પ્રકૃતિનો બંધ પડે છે અને અડશઠ પાપ પ્રકૃતિનો બંધ પડે છે. એક લેશ્યામાં બે કર્મ બાંધે છે. જે કારણ માટે એકેક લેશ્યાનાં અસંખ્યાતાં અસંખ્યાતાં સંક્લેશ વિશુદ્ધ સ્થાનક છે. ત્યાં સર્વ લેશ્યામાં સમયે સમયે પુન્ય પાપ બંધાય છે, પણ એક ન બંધાય. વળી અગીઆરમે, બારમે અને તેરમે ગુણઠાણે વીતરાગને પાપનો બંધ નથી. જે કારણ માટે કષાય ટળીને એક શાતાવેદનીનો બંધ છે. તે બંધ રૂપ બંધ નહી. તેથી બે સમયની સ્થિતિ કહી. વળી સર્વ જીવ બેવાનાં બાંધે જ છે, પણ બહુળતાની અપેક્ષાના નયે કરી એ બંધ કહીએ. જે કારણ માટે

પુન્ય પાપ ઉપર પથ્ય અપથ્ય આહારનું દૃષ્ટાંત જાણવું.

હવે આશ્રવની ઓળખાણ કહે છે. આશ્રવના બે ભેદ ૧ દ્રવ્ય આશ્રવ અને ૨ ભાવ આશ્રવ. ત્યાં દ્રવ્ય આશ્રવ ઉપર ત્રણ દૃષ્ટાંત કહે છે. ૧ જેમ કુંભાર ચાકડે કરીને ઘડો કરે, તેમ જીવ મિથ્યાત્વાદિ કર્મ રૂપ આશ્રવે કરી કર્મ કરે. ૨ જેમ પુરૂષ ચીપિયાવડે કાંટો ગ્રહણ કરે તેમ જીવ કર્મ રૂપ આશ્રવે કરી કર્મ ગ્રહે. ૩ જેમ સ્ત્રી પળીએ કરી ઘૃત ગ્રહણ કરે, તેમ જીવ કર્મ રૂપ આશ્રવે કરી કર્મ ગ્રહે. એમ કહેતાં કોઈ પ્રાણી જીવને જ આશ્રવ સ દહે, તો તેને સમજાવવા માટે બીજું દૃષ્ટાંત કહે છે. ૧ જેમ કુંભાર કર્ત્તા, ચાકડે કરીને ઘડો કરયો, તેમ જીવે આશ્રવે કરી કર્મ ગ્રહણ કરયાં. ત્યાં કુંભાર જીવ તથા ચાકડો અને ઘડો એ બેહુ અજીવ. તેમ કર્ત્તા તે જીવ. આશ્રવ ને કર્મ બેહુ અ જીવ. ૨ જેમ પુરૂષ તે જીવ તથા ચીપિયો ને કાંટો બેહુ અ જીવ, તેમ કર્ત્તા તે જીવ. આશ્રવ ને કર્મ બેહુ અજીવ. ૩ જેમ સ્ત્રી તે જીવ તથા પળી અને ઘૃત એ બેહુ અજીવ, તેમ કર્ત્તા તે જીવ, તથા આશ્રવ અને કર્મ એ બેહુ અજીવ. હવે ભાવ આશ્રવ ઉપર ચાર દૃષ્ટાંત કહે છે. ૧ જેમ તળાવને ગરનાળું, તેમ જીવને આશ્રવ. ૨ જેમ હવેલીને બારણું, તેમ જીવને આશ્રવ. ૩ જેમ નાવાને છિદ્ર, તેમ જીવને આશ્રવ. ૪ જેમ સોયને નાકું, તેમ જીવને આશ્રવ. એ ભાવ આશ્રવ જીવના પ્રણામ આશ્રી કહ્યો, પણ મુખ્ય નયે તો સૂત્રમાં આશ્રવને અજીવ કહ્યો છે. તે કારણ માટે આશ્રવ નિમિત્તે એ દૃષ્ટાંત ફરીને કહે છે. ૧ જેમ તળાવને ગરનાળું પરમાર્થે એક નહી,

તેમ જીવને આશ્રવ પરમાર્થે એક નહી તે કેમ? કારણ કે, ગરનાળું તો પાણી આવવાનું બારણું છે પણ પાણી રહેવા નું ઠેકાણું નહી. ૨ જેમ હવેલીને બારણું એક નહી, તેમ જીવને આશ્રવ એક નહી તે કેમ? કારણ કે, બારણું તો હવેલીમાં છે અને હવેલી પત્થરની છે પણ બારણું પત્થરનું નથી, તેમ આશ્રવ પણ જીવમાં છે પરંતુ જીવ તો ધર્મ સ્વરૂપી છે. અને આશ્રવ ધર્મ સ્વરૂપી નથી. ૩ જેમ નાવાને છિદ્ર એક નહી, તેમ જીવને આશ્રવ એક નહી તે કેમ? કારણ કે, નાવા તો કાષ્ટની છે પણ છિદ્ર કાષ્ટનું નથી. તેમ જીવ તો જ્ઞાન સ્વરૂપી છે પણ આશ્રવ જ્ઞાન સ્વરૂપી નહી. ૪ જેમ સોયને નાકું એક નહી, તેમ જીવને આશ્રવ એક નહી તે કેમ? કારણ કે, સોય તો લોઢાની છે પણ નાકું લોઢાનું નથી. તેમ જીવ તો જ્ઞાન સ્વરૂપી છે, પણ આશ્રવ જ્ઞાન સ્વરૂપી નહી. વળી શ્રી ઉવવાઈ અને પ્રશ્નવ્યાકરણાદિ સૂત્રોમાં એમ કહ્યું છે કે, "શુભાશુભ કર્મ આવે તે આશ્રવ." તે ઓળખવાને ચાર દ્રષ્ટાંત કહે છે. ૧ જેમ પાણી આવે તે ગરનાળું, તેમ કર્મ આવે તે આશ્રવ. ૨ જેમ મનુષ્ય આવે તે બારણું, તેમ કર્મ આવે તે આશ્રવ. ૩ જેમ પાણી આવે તે છિદ્ર, તેમ કર્મ આવે તે આશ્રવ. ૪ જેમ દોરો આવે તે નાકું, તેમ કર્મ આવે તે આશ્રવ. આમ કહેવા છતાં પણ કોઈ પ્રાણી કર્મને આશ્રવ એક સદ્દહે, તો તેને તે જૂદા સમજાવવા માટે ચોથું દ્રષ્ટાંત કહે છે. ૧ જેમ પાણી આવે તે ગરનાળું, પણ પાણી તે ગરનાળું નહી; તેમ કર્મ આવે તે આશ્રવ, પણ કર્મ તે આશ્રવ નહી. ૨ જેમ

પુન્ય પાપ ઉપર પથ્ય અપથ્ય આહારનું દૃષ્ટાંત જાણવું.

હવે આશ્રવની ઓળખાણ કહે છે. આશ્રવના બે ભેદ. ૧ દ્રવ્ય આશ્રવ અને ૨ ભાવ આશ્રવ. ત્યાં દ્રવ્ય આશ્રવ ઉપર ત્રણ દૃષ્ટાંત કહે છે. ૧ જેમ કુંભાર ચાકડે કરીને ઘડો કરે, તેમ જીવ મિથ્યાત્વાદિ કર્મ રૂપ આશ્રવે કરી કર્મ કરે. ૨ જેમ પુરૂષ ચીપિયાવડે કાંટો ગ્રહણ કરે, તેમ જીવ કર્મ રૂપ આશ્રવે કરી કર્મ ગ્રહે. ૩ જેમ સ્ત્રી પળીએ કરી ઘૃત ગ્રહણ કરે, તેમ જીવ કર્મ રૂપ આશ્રવે કરી કર્મ ગ્રહે. એમ કહેતાં કોઈ પ્રાણી જીવને જ આશ્રવ સ દ્દહે, તો તેને સમજાવવા માટે બીજું દૃષ્ટાંત કહે છે. ૧ જેમ કું ભારકર્ત્તા, ચાકડે કરીને ઘડો કરયો, તેમ જીવે આશ્રવે કરી કર્મ ગ્રહણ કરયાં. ત્યાં કુંભારજીવ તથા ચાકડો અને ઘડો એ બેહુ અજીવ. તેમ કર્ત્તા તે જીવ. આશ્રવ ને કર્મ બેહુ અ જીવ. ૨ જેમ પુરૂષ તે જીવ તથા ચીપિયો ને કાંટો બેહુ અ જીવ, તેમ કર્ત્તા તે જીવ. આશ્રવ ને કર્મ બેહુ અજીવ. ૩ જેમ સ્ત્રી તે જીવ તથા પળી અને ઘૃત એ બેહુ અજીવ, તેમ કર્ત્તા તે જીવ, તથા આશ્રવ અને કર્મ એ બેહુ અજીવ. હવે ભાવ આશ્રવ ઉપર ચાર દૃષ્ટાંત કહે છે. ૧ જેમ તળાવને ગરનાળું, તેમ જીવને આશ્રવ. ૨ જેમ હવેલીને બારણું, તેમ જીવને આશ્રવ. ૩ જેમ નાવાને છિદ્ર, તેમ જીવને આશ્રવ. ૪ જેમ સોયને નાકું, તેમ જીવને આશ્રવ. એ ભાવ આશ્રવ જીવના પ્રણામ આશ્રી કહ્યો, પણ મુખ્ય નયે તો સૂત્રમાં આશ્રવને અજીવ કહ્યો છે. તે કારણ માટે આશ્રવ નિમિત્તે એ દૃષ્ટાંત ફરીને કહે છે. ૧ જેમ તળાવને ગરનાળું પરમાર્થે એક નહી,

તેમ જીવને આશ્રવ પરમાર્થે એક નહી તે કેમ ? કારણ કે, ગરનાળું તો પાણી આવવાનું બારણું છે પણ પાણી રહેવા નું ઠેકાણું નહી. ૨ જેમ હવેલીને બારણું એક નહી, તેમ જીવને આશ્રવ એક નહી તે કેમ ? કારણ કે, બારણું તો હવેલીમાં છે અને હવેલી પત્થરની છે પણ બારણું પત્થરનું નથી, તેમ આશ્રવ પણ જીવમાં છે પરંતુ જીવ તો ધર્મ સ્વરૂપી છે. અને આશ્રવ ધર્મ સ્વરૂપી નથી. ૩ જેમ નાવાને છિદ્ર એક નહી, તેમ જીવને આશ્રવ એક નહી તે કેમ ? કારણ કે, નાવા તો કાષ્ટની છે પણ છિદ્ર કાષ્ટનું નથી. તેમ જીવ તો જ્ઞાન સ્વરૂપી છે પણ આશ્રવ જ્ઞાન સ્વરૂપી નહી. ૪ જેમ સોયને નાકું એક નહી, તેમ જીવને આશ્રવ એક નહી તે કેમ ? કારણ કે, સોય તો લોઢાની છે પણ નાકું લોઢાનું નથી. તેમ જીવ તો જ્ઞાન સ્વરૂપી છે, પણ આશ્રવ જ્ઞાન સ્વરૂપી નહી. વળી શ્રી ઉવવાઈ અને પ્રશ્નવ્યાકરણાદિ સૂત્રોમાં એમ કહ્યું છે કે, "શુભાશુભ કર્મ આવે તે આશ્રવ." તે ઓળખવાને ચાર દૃષ્ટાંત કહે છે. ૧ જેમ પાણી આવે તે ગરનાળું, તેમ કર્મ આવે તે આશ્રવ. ૨ જેમ મનુષ્ય આવે તે બારણું, તેમ કર્મ આવે તે આશ્રવ. ૩ જેમ પાણી આવે તે છિદ્ર, તેમ કર્મ આવે તે આશ્રવ. ૪ જેમ દોરો આવે તે નાકું, તેમ કર્મ આવે તે આશ્રવ. આમ કહેવા છતાં પણ કોઈ પ્રાણી કર્મને આશ્રવ એક સદ્દહે, તો તેને તે જૂદા સમજાવવા માટે ચોથું દૃષ્ટાંત કહે છે. ૧ જેમ પાણી આવે તે ગરનાળું, પણ પાણી તે ગરનાળું નહી; તેમ કર્મ આવે તે આશ્રવ, પણ કર્મ તે આશ્રવ નહી. ૨ જેમ

મનુષ્ય આવે તે બારણું, પણ મનુષ્ય તે બારણું નહી, તેમ કર્મ આવે તે આશ્રવ, પણ કર્મ તે આશ્રવ નહી. ૩ જેમ પાણી આવે તે છિદ્ર, પણ પાણી તે છિદ્ર નહી; તેમ કર્મ આવે તે આશ્રવ, પણ કર્મ તે આશ્રવ નહી. ૪ જેમ દોરો આવે તે નાકું, પણ દોરો તે નાકું નહી; તેમ કર્મ આવે તે આશ્રવ, પણ કર્મ તે આશ્રવ નહી. વળી વિશેષ સમજવા માટે પાંચમું દૃષ્ટાંત કહે છે. જેમ પાણી ને ગરનાળું એ બે જૂદાં, તેમ કર્મ ને આશ્રવ એ બે જૂદા. ઇત્યાદિ ચાર દૃષ્ટાંત જાણવાં. એ પ્રકારે ભાવ આશ્રવ તે જીવના પ્રણામ છે; પરંતુ મુખ્ય નયમાં અશુદ્ધ પ્રણામ છે, તેથી આશ્રવ જીવ નહી, પણ અજીવ છે. જ્યાં કાષ્ટ નહિ, ત્યાં વસ્ત્ર નહી. ત્યાં ફાટયું તે છિદ્ર, તેમ જ્યાં જીવપણું નહી, ત્યાં આશ્રવ કહીએ. તે કારણ માટે શ્રી ઠાણાંગ સૂત્રના છઠ્ઠે ઠાણે છ પ્રકારે "अणंतवत्त" અહંકારીને અહિતકારી હોય. ઇહાં અહંકારે અનાત્મા કહીએ. જે કારણ માટે શુદ્ધ તે આત્મા જ્ઞાનાદિ રૂપ, અશુદ્ધ તે અનાત્મા અજ્ઞાન, ક્રોધ મદાદિ, તો પણ તે અજ્ઞાન જીવના પ્રણામ આત્મા છે. પણ અશુદ્ધપણાથી અનાત્મા કહીએ. તેમ ભાવાશ્રવ જીવના પ્રણામ છે પરંતુ અશુદ્ધપણાથી જીવના નિજ ગુણ છાંડવા યોગ્ય નહી. તે કારણ માટે અનાત્મા જીવ કહીએ. ઇહાં પણ બે નય લાગુ પડતા જણાય છે. પછી તો પંડિત પુરૂષો વિશુદ્ધ કરજો!

હવે સંવર ઓળખાવવા માટે ચાર દૃષ્ટાંત કહે છે. ૧ જેમ તળાવનું ગરનાળું રોકે, તેમ જીવને આશ્રવ રોકે તે સંવર. ૨ જેમ હવેલીનું બારણું બંધ કરે, તેમ જીવને આશ્રવ બં

ધ કરે તે સંવર. ૩ જેમ નાવાનું છિદ્ર બંધ કરે, તેમ જીવને આશ્રવ બંધ કરે તે સંવર. ૪ જેમ સોયનું નાકું રોકે, તેમ જીવને આશ્રવ રોકે તે સંવર.

હવે નિર્જરા ઓળખાવવા માટે ચાર દૃષ્ટાંત કહે છે. ૧ જેમ તળાવનું પાણી અરહટ્ટાદિકે કરીને કાઢે, તેમ જીવ માંથી તપસ્યાદિકે કરી કર્મ રૂપ પાણી કાઢે તે નિર્જરા. ૨ જેમ હવેલીમાંથી બુહાર ( સાવરણી ) આદિકે કરી કચરો કાઢે, તેમ જીવમાંથી તપસ્યાદિકે કરી કર્મ રૂપ કચરો કાઢે તે નિર્જરા. ૩ જેમ નાવાનું પાણી ભાજનવડે ઉલેચી કાઢે, તેમ જીવમાંથી તપસ્યાદિકે કરી કર્મ રૂપ પાણી ઉલેચી કાઢે તે નિર્જરા. ૪ જેમ હાથવડે સોયમાંથી દોરો કાઢી નાંખે, તેમ જીવમાંથી કર્મ રૂપ દોરો કાઢે તે નિર્જરા.

હવે બંધ ઓળખાવવા માટે ત્રણ દૃષ્ટાંત કહે છે. ૧ જેમ તલ ને તેલ એ બેહુ લોળિભૂત, તેમ જીવ ને કર્મ લોળિભૂત. ૨ જેમ દૂધ ને ઘૃત એ બેહુ લોળિભૂત, તેમ જીવ ને કર્મ લો ળિભૂત. ૩ જેમ ધાતુ ને ધૂળ એ બેહુ લોળિભૂત, તેમ જીવ ને કર્મ લોળિભૂત.

હવે મોક્ષ ઓળખાવવા માટે ત્રણ દૃષ્ટાંત કહે છે. ૧ જે મ ધાણીઆદિકે કરી તેલ અને ખોળ જૂદાં કરે, તેમ જ્ઞાના દિકે કરી જીવ અને કર્મ જૂદાં કરે તે મોક્ષ. ૨ જેમ વલોણા થી છાશ અને માખણ જૂદાં કરે, તેમ જ્ઞાનાદિકે કરી જીવ અને કર્મ જૂદાં કરે તે મોક્ષ. ૩ જેમ અગ્નિઆદિકથી ધાતુ અને ધૂળ જૂદી કરે, તેમ જ્ઞાનાદિકે કરી જીવ અને કર્મ જૂદાં કરે તે મોક્ષ. ઇતિ ચોથો દૃષ્ટાંતદ્વાર સમાપ્તમ્.

## હવે પાંચમો ઓલખણાદ્વાર કહે છે.

પ્રથમ જીવની ઓળખણા, તે જીવના બે ભેદ. પ્રથમ શુદ્ધ જીવ તે કર્મ કલંક રહિત સિદ્ધ ભગવાન. તેમની અગીઆરે દ્વારે કરી ઓળખાણ કહે છે. ૧ ગતિએ કરી, ૨ જાતિએ કરી, ૩ કાયે કરી, ૪ દંડકે કરી, ૫ પ્રાણે કરી, ૬ પર્યાપ્તિએ કરી, ૭ આઉખે કરી, ૮ અવગાહનાએ કરી, ૯ આગતે કરી, ૧૦ ગતે કરી, અને ૧૧ ગુણઠાણે કરી. હવે ૧ ગતિ આશ્રી સિદ્ધ ગતિયા, ૨ જાતિ આશ્રી અનેંદ્રિયા, ૩ કાય આશ્રી અકાયિયા, ૪ દંડક આશ્રી અદંડકિયા અને ૫ પ્રાણ આશ્રી પ્રાણે કરી સહિત. ત્યાં પ્રાણના બે ભેદ. એક દ્રવ્ય પ્રાણ અને બીજા ભાવ પ્રાણ. ત્યાં મૂળ ભાવપ્રાણ તો સર્વ જીવને ચાર છે. તે આ પ્રમાણે–૧ જ્ઞાન, ૨ વીર્ય, ૩ જીવિત અને ૪ સુખ. તેના ઉત્તર ભેદ ૧૦, તે દ્રવ્યપ્રાણ થાય. ત્યાં ૧ સિદ્ધને શુદ્ધ ચેતના કેવળજ્ઞાન રૂપ જ્ઞાનપ્રાણ છે. ૨ વીર્યપ્રાણ તે અનંતકિરણ વીર્ય છે. ૩ જીવિત આશ્રી જીવ સદાકાળ શાશ્વતો છે. ૪ સુખ આશ્રી નિરાબાધ સુખ છે. એ પ્રકારે સિદ્ધના પ્રાણ કહ્યા.

હવે ૧ સંસારી જીવોને અનંત કેવળજ્ઞાન તો નથી, પણ મતિજ્ઞાનની ચેતના રૂપ પાંચ ઇંદ્રિયો પ્રગટી છે તેણે કરી સર્વ વસ્તુને જાણે છે. તે કારણ માટે જ્ઞાન પ્રાણના પાંચ ભેદ થયા. ૨ બીજો વીર્ય તે અનંત વીર્યાંતરાય કર્મક્ષય રૂપ વીર્ય નથી, પણ વીર્યાંતરાયના ક્ષયોપશમથી ત્રણ યોગની શક્તિ પ્રગટી, તે વીર્યપ્રાણના ત્રણ ભેદ થયા. ૩ જીવિત તે સદાકાળ જીવપણું તો નહિ, પણ આઉખું બાંધીને જેટલો કાળ

જીવે, તે જીવિતપ્રાણ. ૪ નિરાબાધ સુખ તો નહિ, પણ શ્વાસોચ્છ્વાસ આવે ખેદ ઉપજે, નિવૃત્તિ ઉપજે તેટલું સુખ હોય તે સુખપ્રાણ. એ પ્રકારે ભાવપ્રાણમાં દશ ઉત્તર દ્રવ્યપ્રાણ થયા, તે સિદ્ધને નથી. ૬ પાંચ પર્યાપ્તિએ કરી જે પર્યાપ્તિ, તે જીવને આહારાદિક લેવાની શક્તિ, તે વીર્યાંતરાય ના ક્ષયોપશમથી નિપની પર્યાપ્તિ નામકર્મને ઉદયે જે છ પર્યાપ્તિ પામે, તે સિદ્ધને નથી. ૭ આઉખે કરી સિદ્ધ અનાદિ અપર્યવસ્થિત સ્થિતિના ધણી છે. ૮ સિદ્ધની ચરમ નરભવે જે અવગાહના હતી, તેથી ત્રીજા ભાગની ઘટતી હોય તે જઘન્ય એક હાથને આઠ આંગુળની અને ઉત્કૃષ્ટિ ત્રણશે તેત્રીશ ધનુષને બત્રીશ આંગુળની. ૯ આગત સિદ્ધને એક મનુષ્યનો. ૧૦ ગત નથી. અને ૧૧ ગુણઠાણાં ચૌદ માંહિલાં એકે નથી. એ પ્રકારે સિદ્ધની ઓળખણા કહી.

હવે સંસારી જીવના ચૌદ ભેદની ઓળખણા કહે છે. જીવનો પહેલો ભેદ "સૂક્ષ્મ એકેંદ્રિય અપર્યાપ્તો." ૧ ગતિયે કરી તિર્યંચ ગતિયા. ૨ જાતિએ કરી એકેંદ્રિય, ૩ કાયે કરી પૃથ્વ્યાદિ પાંચ સ્થાવર. ૪ દંડક બારમો, તેરમો, ચૌદમો, પંદરમો અને સોળમો. ૫ પ્રાણે કરી ત્રણ પ્રાણ તે–૧ સ્પર્શેંદ્રિય, ૨ કાય બળ, ૩ આઉખું. શ્વાસ લે તો ઉચ્છ્વાસ નહી અને ઉચ્છ્વાસ લે તો શ્વાસ નહી. ૬ પર્યાપ્તિયે કરી ત્રણ પર્યાપ્તિ તે–૧ આહાર પર્યાપ્તિ, ૨ શરીર પર્યાપ્તિ, ૩ શ્વાસોચ્છ્વાસ પર્યાપ્તિ પૂરી ન થાય. ૭ આઉખું જઘન્ય ઉત્કૃષ્ટું અંત મુહૂર્તનું. ૮ અવગાહના જઘન્ય ઉત્કૃષ્ટિ આંગુળનો અસંખ્યાતમો ભાગ. ૯ આગત બેની તે–મનુષ્ય અનેતિર્યંચની,

૧૦ ગત પણ બે તે જ. ૧૧ ગુણઠાણું એક પહેલું.

હવે જીવનો બીજો ભેદ કહે છે. "સૂક્ષ્મએકેંદ્રિય પર્યાપ્તો." ૧ ગતિ તિર્યંચની, ૨ જાતિ એકેંદ્રિય, ૩ કાય પાંચ, ૪ પ્રાણ ચાર, ૫ પર્યાપ્તિ ચાર, ૬ દંડક પાંચ, ૭ આઉખું જઘન્ય ઉત્કૃષ્ટું અંતર્મુહૂર્ત્તનું, ૮ અવગાહના જઘન્ય ઉત્કૃષ્ટિ આંગુળનો અસંખ્યાતમો ભાગ, ૯ આગત બે, ૧૦ ગત બે, ૧૧ ગુણઠાણું એક પહેલું.

હવે જીવનો ત્રીજો ભેદ કહે છે. "બાદર એકેંદ્રિય અપર્યાપ્તો." ગતિઆદિક અગીઆર બોલ સૂક્ષ્મએકેંદ્રિય અપર્યાપ્તાની પેઠે જાણવા.

હવે જીવનો ચોથો ભેદ કહે છે. "બાદર એકેંદ્રિય પર્યાપ્તો." ૧ ગતિ તિર્યંચની. ૨ જાતિ એકેંદ્રિય, ૩ કાય પાંચ, ૪ દંડક પાંચ, ૫ પ્રાણ ચાર, ૬ પર્યાપ્તિ ચાર, ૭ આઉખું જઘન્ય અંતર્મુહૂર્ત્તનું અને ઉત્કૃષ્ટું બાવીશ હજાર વરસનું, ૮ અવગાહના જઘન્ય આંગુળનો અસંખ્યાતમો ભાગ અને ઉત્કૃષ્ટિ એક હજાર જોજન ઝાઝેરી, ૯ આગત ત્રણ, ૧૦ ગત બે, ૧૧ ગુણઠાણું એક.

હવે જીવનો પાંચમો ભેદ કહે છે. "બેઇંદ્રિય અપર્યાપ્તો." ૧ ગતિ તિર્યંચની, ૨ જાતિ બેઇંદ્રિય, ૩ કાય ત્રસ, ૪ દંડક સત્તરમો, ૫ પ્રાણ પાંચ, ૬ પર્યાપ્તિ ચાર, ૭ આઉખું જઘન્ય ઉત્કૃષ્ટું અંતર્મુહૂર્તનું, ૮ અવગાહના જઘન્ય ઉત્કૃષ્ટિ આંગુળનો અસંખ્યાતમો ભાગ, ૯ આગત બે, ૧૦ ગત બે, ૧૧ ગુણઠાણાં બે.

હવે જીવનો છઠ્ઠો ભેદ કહે છે. "બેઇંદ્રિય પર્યાપ્તો." ૧ ગ

તિ, ૨ જાતિ, ૩ કાય, ૪ દંડક એ સર્વ બેઇંદ્રિય અપર્યાપ્તા ની પેઠે જાણવાં. ૫ પ્રાણ છ, ૬ પર્યાપ્તિ પાંચ, ૭ આઉખું જઘન્ય અંતર્મુહૂર્ત્તનું, ઉત્કૃષ્ટું બાર વરસનું, ૮ અવગાહના જઘન્ય આંગુળનો અસંખ્યાતમો ભાગ, ઉત્કૃષ્ટિ બાર જોજન ની, ૯ આગત બે, ૧૦ ગત બે, ૧૧ ગુણઠાણું એક.

હવે જીવનો સાતમો ભેદ કહે છે. "તેઇંદ્રિય અપર્યાપ્તો." ૧ ગતિ તિર્યંચની, ૨ જાતિ તેઇંદ્રિય, ૩ કાય ત્રસ, ૪ દંડક અઢારમો, ૫ પ્રાણ છ, ૬ પર્યાપ્તિ ચાર, ૭ આઉખું જઘન્ય અને ઉત્કૃષ્ટું અંતર્મુહૂર્ત્તનું, ૮ અવગાહના આંગુળનો અસંખ્યાતમો ભાગ, ૯ આગત બે, ૧૦ ગત બે. ૧૧ ગુણઠાણાં બે.

હવે જીવનો આઠમો ભેદ કહે છે. "તેઇંદ્રિય પર્યાપ્તો." ૧ ગતિ, ૨ જાતિ, ૩ કાય અને ૪ દંડક, તે તેઇંદ્રિય અપર્યાપ્તાનીપેઠે જાણવાં. ૫ પ્રાણ સાત, ૬ પર્યાપ્તિ પાંચ, ૭ આઉખું જઘન્ય અંતર્મુહૂર્ત્તનું અને ઉત્કૃષ્ટું ઓગણપચાસ દિવસનું, ૮ અવગાહના ત્રણ કોશની, ૯ આગત બે, ૧૦ ગત બે, ૧૧ ગુણઠાણું એક.

હવે જીવનો નવમો ભેદ કહે છે. " ચૌરેંદ્રિય અપર્યાપ્તો. " ૧ ગતિ તિર્યંચની, ૨ જાતિ ચૌરેંદ્રિય, ૩ કાય ત્રસ, ૪ દંડક ઓગણીશમો, ૫ પ્રાણ સાત, ૬ પર્યાપ્તિ ચાર, ૭ આઉખું જઘન્ય ઉત્કૃષ્ટું અંતર્મુહૂર્ત્તનું, ૮ અવગાહના જઘન્ય આંગુળનો અસંખ્યાતમો ભાગ, ૯ આગત બે, ૧૦ ગત બે, ૧૧ ગુણઠાણાં બે.

હવે જીવનો દશમો ભેદ કહે છે. "ચૌરેંદ્રિય પર્યાપ્તો." ૧ ગતિ, ૨ જાતિ, ૩ કાય અને ૪ દંડક; એ સર્વ ચૌરેંદ્રિય

અપર્યાપ્તાની પેઠે જાણવાં. ૫ પ્રાણ આઠ, ૬ પર્યાપ્તિ પાંચ, ૭ આ ઉખું છ મહિનાનું, ૮ અવગાહના ચાર કોશની, ૯ આગત બે, ૧૦ ગત બે, ૧૧ ગુણઠાણું એક,

હવે જીવનો અગીઆરમો ભેદ કહે છે. "અસંજ્ઞી પંચેંદ્રિય અપર્યાપ્તો." ૧ ગતિ ચાર, ૨ જાતિ પંચેંદ્રિય, ૩ કાય ત્રસ, ૪ દંડક ચૌદ. તે–૧ નારકી, ૧૦ ભવનપતિ, ૧ તિર્યંચ પંચેંદ્રિય, ૧ મનુષ્ય અને ૧ વાણવ્યંતર. ત્યાં અસંજ્ઞી તિર્યંચ પંચેંદ્રિય તો પ્રસિદ્ધ છે. અસંજ્ઞી મનુષ્ય પણ ચૌદ સ્થાનકે ઉપજે છે. તથા દેવતા અને નારકી અસંજ્ઞી તો નથી, પણ અસંજ્ઞી તિર્યંચપંચેંદ્રિય મરીને દેવતામાં તથા નારકીમાં ઉપજે છે. તે અંતર્મુહૂર્ત્ત સુધી અપર્યાપ્તિ વેળા વિભંગજ્ઞાન ન ઉપન્યું હોય, ત્યાં સુધી અસંજ્ઞી નયે કરીને ગણીએ. શ્રી જીવાભિગમ સૂત્રની બીજી પડિવત્તિમાં કહ્યું છે કે–" नेरइयाणं भंते किं सन्नी? असन्नी? गोयमा! सन्नीव, असन्नीव" તથા કેટલાએક એમ કહે છે કે, "દેવતા અને નારકી અસંજ્ઞી છે. તેમાં અગીઆરમો ભેદ ન લાભે, પણ બારમો ભેદ લાભે. જે કારણ માટે તે જીવ બારમા ભેદમાં મરણ પામે છે, તે બારમેથી અગીઆરમે પાછો કેમ આવે?" તે વાત પ્રમાણ જણાતી નથી. જે કારણ માટે તે સમયે દેવતા નારકીને ભવે તે જીવ અપર્યાપ્તો હોય છે. તેથી અગીઆરમો ભેદ ન લાભે. અગીઆરમો ભેદ જાણીએ છીએ. વળી કોઈ એમ કહે છે કે, "અગીઆરમો ભેદ પણ નથી, તેમ બારમો ભેદ પણ નથી. જે દેવતા નારકીમાં ત્રણ કહ્યા છે, તે ત્રણમાં નહી. બે ભેદ ગણવા. ૧ એક સંજ્ઞીના આવ્યા અને ૨ બીજા અસં

ઝીના આવ્યા. તે વાત પણ મળતી જણાતી નથી. એમ ક
રતાં તો જીવના ભેદ બે જ થાય છે. ત્રણનો શબ્દ તો નિર
ર્થક જતો દેખાય છે. વળી સૂત્રનો પાઠ પણ એમ જ દેખાય છે.
" असन्नी उववन्नगा, सन्नी उववन्नगा " તેથી એકાંત સ્થાપન
કરતાં સૂત્રનો પાઠ ત્રૂટે છે. વળી શ્રી ભગવતિ સૂત્રના પહેલા
શતકના પ્રથમ ઉદ્દેશામાં કહ્યું છે કે, " નારકી દેવતામાં અ
સંજ્ઞી હોય તો, જઘન્ય ૧, ૨, ૩ ઉત્કૃષ્ટા અસંખ્યાતા લાભે.
એમ કહ્યું છે. તથા શ્રી ભગવતિ સૂત્રના છઠ્ઠા શતકના ચોથા
ઉદ્દેશામાં કહ્યું છે કે, " અસંજ્ઞી નારકી દેવતામાં કાળાદેશે
ણના છ ભાંગા લાભે, " તથા શ્રી પન્નવણા સૂત્રના ત્રીશમા
પદમાં કહ્યું છે કે, " નારકી દેવતા અસંજ્ઞીમાં અણાહારીક
ના છ ભાંગા કહ્યા. ઇત્યાદિ ઘણે ઠેકાણે દેવતા નારકી અસં
જ્ઞિયા કહ્યા છે." તથા કોઈ એમ કહે કે, "દેવતામાં જીવના
ભેદ ત્રણ અને દેવીમાં જીવના ભેદ બે. "તે પણ એક નયે ન
મળે. જે કારણ માટે અસંજ્ઞી તો દેવતા દેવી બેહુમાં ઉપજે. ઉપ
જવાનો વિશેષ નથી. તથા કોઈ એમ કહે કે, " દેવીમાં અ
સંજ્ઞીના ભાવ વિકલ્પ જ્યાં ન ઉપજે. તે એ યુક્તિએ ન જા
ણીએ. જે કારણ માટે ઉપજવાનો વિતર્ક કોઈ ઠેકાણેથી કા
ઢી દેખાડો ?" તે કારણ માટે દેવીમાં પણ ત્રણ લાગે છે.
તથા દેવીમાં પણ એક નયે બે ભેદ કહીએ, તે કેમ? જે કા
રણ માટે મનુષ્યમાં ત્રણ અને મનુષ્યણીમાં બે લાભે. અસં
જ્ઞી મનુષ્ય ગતિમાં લાભે, પણ મનુષ્યણીમાં ન લા
ભે. તે કારણ માટે દેવીના બે ઉપન્યા, તો પછી દેવતામાં
પણ બે ભેદ ગણવા. તથા એક નય આશ્રી દેવતા તથા ના

રકીમાં જીવના બે ભેદ ગણવા. જે કારણ માટે અસંજ્ઞીનો કાળ અલ્પ છે. તે કારણ માટે પૂર્વાચાર્યોએ વિવક્ષા ન કરી. વળી શ્રી કર્મગ્રંથમાં પણ બે ભેદ કહ્યા છે. તે કારણ માટે નયે કરી બે ભેદ કહીએ. ત્રણ નિષેધે તે દુર્નયે ખોટી વાત છે. જો ત્રણ ભેદ ગણશે, તો અગીઆરમો જ સ્થાપશે. પછી તત્ત્વ તો કેવળીગમ્ય ! જે કારણ માટે દંડક ચૌદ, ૫ પ્રાણ આઠ, ૬ પર્યાપ્તિ ચાર, ૭ આઉખું અંતર્મુહૂર્ત્તનું, ૮ અવગાહના આંગુળનો અસંખ્યાતમો ભાગ, ૯ આગત બે, ૧૦ ગત બે અને ૧૧ ગુણઠાણાં બે.

હવે જીવનો બારમો ભેદ કહે છે. “ અસંજ્ઞી પંચેંદ્રિય પર્યાપ્તો.” ૧ ગતિ તિર્યંચ, ૨ જાતિ પંચેંદ્રિય, ૩ કાય ત્રસ, ૪ દંડક વીશમો, ૫ પ્રાણ નવ, ૬ પર્યાપ્તિ પાંચ, ૭ આઉખું પૂર્વક્રોડનું, ૮ અવગાહના એક હજાર જોજનની, અસંજ્ઞી જળચરના ન્યાયે. ૯ આગત બે, ૧૦ ગત ચાર, અને ૧૧ ગુણઠાણું એક. ઇહિં સર્વ ઠેકાણે લબ્ધિઅપર્યાપ્તા ગણ્યા છે, પણ કરણઅપર્યાપ્તા ગણ્યા નથી. હમણાં પર્યાપ્તિ પૂરી ન કરી, પરંતુ અનંતેકાળે પૂરી કરીને મરશે. જે જીવ અપર્યાપ્તા થકા ન મરે, તે જીવને કરણઅપર્યાપ્તા કહીએ; પણ લબ્ધિઅપર્યાપ્તા ન કહીએ. લબ્ધિઅપર્યાપ્તા તો તેને કહીએ કે, જે પર્યાપ્તિ પૂરી કર્યા વિના મરણ પામશે, તે કારણ માટે વિગલેંદ્રિ અપર્યાપ્તામાં બે ગુણઠાણાં લખ્યાં નથી. અને પર્યાપ્તામાં બે લખ્યાં છે. એમ પૃથ્વિ, પાણી અને વનસ્પતિના લબ્ધિઅપર્યાપ્તામાં ત્રણ લેશ્યા છે, ને પર્યાપ્તામાં ચાર લેશ્યા છે. તે વાત શ્રી પન્નવણા સૂત્રના છઠ્ઠા વ્યુત્ક્રાંત પદથી વિચારી લેજ્યો.

હવે જીવનો તેરમો ભેદ કહે છે. "સંજ્ઞી પંચેંદ્રિય અપ ર્યાપ્તો." ૧ ગતિ ચાર, ૨ જાતિ પંચેંદ્રિય, ૩ કાય ત્રસ, ૪ દં ડક સોળ, ૫ પ્રાણ આઠ, ૬ પર્યાપ્તિ ચાર, જેકારણમાટે ભાષા પર્યાપ્તિ અને મનપર્યાપ્તિ સર્વ જીવ સાથે બાંધી લે છે. તે પૂ રી થાય ત્યારે પર્યાપ્તો કહેવાય. પણ અપર્યાપ્તામાં તો ચાર જ લાભે. ઇહાં કોઈ એમ કહે કે, "દેવતા નારકી તો ભાષા સા થે બાંધે છે અને મનુષ્ય તિર્યંચને તો પહેલી ભાષા અને પ છી મનપર્યાપ્તિ હોય. તે કારણ માટે દેવતા નારકીમાં પાંચ પ ર્યાપ્તિ કહીએ અને મનુષ્ય તિર્યંચને છ પર્યાપ્તિ કહીએ. તે પણ ભરમનો સંદેહ દેખાય છે. જો દેવતા નારકી, ભાષા મન સાથે બાંધે, તો મનુષ્ય તિર્યંચને જૂદી કેમ પડે.? ઇહાં કોઈ -હૃદય ને બળે એમ કહે કે, "જેનો એવો જ સ્વભાવ છે." તો તેને કહીએ કે, અપર્યાપ્તા મનુષ્યમાં બે યોગ ન કહ્યા, તો ભા ષકમાં જીવના પાંચ ભેદ શી રીતે કહો છો ? ત્યાં ભાષા કેમ ન ગણો ? શ્રી જીવાભિગમ સૂત્રને વિષે નારકીમાં છ પર્યાપ્તિ કહી છે ને મનુષ્યમાં પાંચ કહી છે. તે સૂત્ર તો કદાપિ વિરૂદ્ધ ન થાય. પણ ઇહાં એમ જાણીએ છીએ કે, "બીજે ભાષ મનયુગવત્" સમાસ થાય છે. તે કારણ માટે જો પાંચ કહી તો પણ સત્ય અને છ કહી તો પણ સત્ય; એ બેહુ નયસત્ય છે. ઇહાં કોઈ એમ કહે છે કે, "ભાષા મન સમાસ સાથે હોય તો છ પર્યાપ્તિ ન કહીએ, પણ પાંચ જ કહીએ." ત્યાં ઉત્ત ર-જે કારણ માટે અસંજ્ઞીમાં પણ પર્યાપ્તા કહીએ, તો અસંજ્ઞી મનુષ્યમાં શો ફેર પડ્યો ? મન અસંજ્ઞી નહિ તો સંજ્ઞી ક્યાંથી લાભે ? તે કારણ માટે અસંજ્ઞીમાં મન ઉત્થાપવા માટે અને

સંજ્ઞીમાં સ્થાપવા માટે છ પર્યાપ્તિ કહી છે. પણ બેહુનું નામ ભેગું લખવાથી પાંચ પર્યાપ્તિ કહીએ. શ્રી પન્નવણા સૂત્રના અઠ્ઠાવીશમા પદમાં તથા ભગવતિ સૂત્રના છઠ્ઠા શતકના ચોથા ઉદ્દેશામાં તથા ભગવતિ સૂત્રના અઢારમા શતકના પહેલા ઉદ્દેશામાં તથા નિરયાવળિકા સૂત્ર તેમ જ રાયપ્પસેણી પ્રમુખ ઘણાં સૂત્રોમાં પાંચ પર્યાપ્તિ કહી છે. જે કારણ માટે અપર્યાપ્તા સંજ્ઞીને ચાર પર્યાપ્તિ કહેવી. ૭ આઉખું અંતર્મુહૂર્ત્તનું, ૮ અવગાહના આંગુળનો અસંખ્યાતમો ભાગ, ૯ આગત ચાર, ૧૦ ગત બે અને ૧૧ ગુણઠાણું એક. દેવતા, નારકી અને યુગળિયા એ લબ્ધિઅપર્યાપ્તા ન હોય; એ નિયમા છે. તે કારણ માટે કરણઅપર્યાપ્તા ગણવા. અપેક્ષાએ ૧, ૨, ૪ એ ત્રણ ગુણઠાણાં લાભે.

હવે જીવનો ચૌદમો ભેદ કહે છે. "સંજ્ઞી પંચેંદ્રિય પર્યાપ્તો." ૧ ગતિ ચાર, ૨ જાતિ પંચેંદ્રિય, ૩ કાય ત્રસ, ૪ દંડક સોળ, ૫ પ્રાણ દશ, ૬ પર્યાપ્તિ છ, ૭ આઉખું જઘન્ય અંતર્મુહૂર્તનું, ઉત્કૃષ્ટું તેત્રીશ સાગરનું, ૮ અવગાહના જઘન્ય આંગુળનો અસંખ્યાતમો ભાગ, ઉત્કૃષ્ટિ એક હજાર જોજનની, ઉત્તરવૈક્રિય કરે તો ઉત્કૃષ્ટિ લાખજોજનની, ૯ આગત ચાર, ૧૦ ગત પાંચ અને ૧૧ ગુણઠાણાં ચૌદ. એ અગીઆર ભેદની ઓળખાણ કહી. એ પ્રકારે ગતિ ચાર, જાતિ પાંચ, કાય છ, દંડક ચોવીશ પ્રમુખ ઘણે ઠેકાણે અગીઆરે દ્વારની વિચારણા કરવી. આપ સુદ્ધાં સઘળે બાર દ્વાર છે. એ જીવના ચૌદ ભેદની ઓળખાણ કહી.

હવે અજીવના ચૌદ ભેદની ઓળખાણ કહે છે. ૧ દ્રવ્ય

થી, ૨ ક્ષેત્રથી, ૩ કાળથી, ૪ ભાવથી, ૫ ગુણથી એ પાંચ દ્વાર છે.

ત્યાં પ્રથમ અજીવનો પહેલો ભેદ કહે છે. "ધર્માસ્તિકાયનો ખંધ." તે ૧ દ્રવ્યથી એક દ્રવ્ય, ૨ ક્ષેત્રથી લોક પ્રમાણે, ૩ કાળથી આદિ અંત રહિત, ૪ ભાવથી અવર્ણે, અગંધે, અરસે, અફાસે; ૫ ગુણથી ચલણ ગુણ.

હવે અજીવનો બીજો ભેદ કહે છે. "ધર્માસ્તિકાયનો દેશ." તે દ્રવ્યથી જઘન્ય તો બે પ્રદેશ, ઉત્કૃષ્ટા અસંખ્યાતા તે કેમ? જે કારણ માટે દેશને કાંઈ વસ્તુ નહી. તે દેશની વિવક્ષા કરીને ગણીએ છીએ. તે જઘન્ય તો એક પ્રદેશ તથા બે પ્રદેશમાં, ઉત્કૃષ્ટા આખાલોક પ્રમાણે. ધર્માસ્તિકાયના પ્રદેશને દેશ કહીએ. ઇહાં કેટલાએક અબૂઝ પુરૂષો એમ કહે છે કે, "એક પ્રદેશને દેશ કહેવો તે અસત્ય વચન છે. જે કારણ માટે શ્રી ભગવતિ સૂત્રના અગીઆરમા શતકના દશમા ઉદ્દેશાને વિષે લોકના પ્રદેશમાં અરૂપિ અજીવના પાંચ ભેદ કહ્યા છે. ૧ ધર્માસ્તિકાયનો દેશ, ને ૨ પ્રદેશ, ૩ અધર્માસ્તિકાયનો દેશ, ને ૪ પ્રદેશ, ૫ કાળ. જે કારણ માટે વિવક્ષાએ કરી પ્રદેશને દેશ કહીએ. બે પ્રદેશને ખંધ કહીએ. ૧ પુદ્ગળ ન્યાય, ૨ ક્ષેત્રથી જઘન્ય ૧, પ્રદેશાવગાઢ, ઉત્કૃષ્ટો એક પ્રદેશ ઊણો, સર્વ લોક અવગાહ્યો, ૩ કાળથી જેટલી વેળા સુધી ચિંતવે, ૪ ભાવથી અરૂપિ, ૫ ગુણથી ચલણ ગુણ.

હવે અજીવનો ત્રીજો ભેદ કહે છે. "ધર્માસ્તિકાયનો પ્રદેશ." તે દ્રવ્યથી આપ આપણી અપેક્ષા એક ૧, સર્વની અપેક્ષાએ અસંખ્યાતા ૧, ક્ષેત્ર ૧, પ્રદેશાવગાઢ ૨, કાળ ૩, ભાવ ૪, ગુણ તેમ જ. ૫.

હવે અજીવનો ચોથો ભેદ કહે છે. "અધર્માસ્તિકાયનો ખંધ." પાંચમો "દેશ," છઠ્ઠો "પ્રદેશ." તે ધર્માસ્તિકાય ની પેઠે જાણવું. પરંતુ ગુણ સ્થિર છે. અજીવનો સાતમો ભેદ "આકાશાસ્તિકાયનો ખંધ." આઠમો "દેશ." નવમો "પ્રદેશ." ખંધ દ્રવ્યથી એક, ક્ષેત્રથી લોકાલોક પ્રમાણે. શેષ કાળ ભાવ પૂર્વની પેઠે. ગુણથી વિકાશ ગુણ. દેશ દ્રવ્યથી જઘન્ય એક, ક્ષેત્રથી જઘન્ય એક, બે. પ્રદેશાવગાઢ ઉત્કૃષ્ટા એક પ્રદેશાવગાઢ ઊણા. સર્વ લોકાલોકના અવગાઢ. કાળથી જેટલી વેળા સુધી ચિંતવે. ભાવ, ગુણ પૂર્વની પેઠે. પ્રદેશ દ્રવ્યથી અનંતા, ક્ષેત્રથી એક પ્રદેશ પોતે જ. કાળ, ભાવ, ગુણ પૂર્વની પેઠે.

હવે અજીવનો દશમો ભેદ કહે છે. "અદ્ધાસમય" તે દ્રવ્યથી અનંત દ્રવ્ય, તે કેમ? જે કારણ માટે અનંતા જીવને અનંતા પુદ્દગળમાં અનંતાડનંત પર્યાય ઉપરે વર્ત્તે. તે કારણ માટે ક્ષેત્રથી અઢીદ્વીપ પ્રમાણે તે કેમ? જે કારણ માટે અઢી દ્વીપ બહાર ચંદ્ર સૂર્યની ગતિ નથી. તે કારણ માટે દિવસ રાત્રિ વર્ત્તના રૂપ કાળ અઢીદ્વીપ બહાર નથી અને યથાયુનિવૃત્તિ કાળ અને મરણ કાળ; એ બે તો સર્વ લોકને વિષે છે. તે કોણ દૃષ્ટાંતે? જેમ દેહેરા પ્રમુખને વિષે ઘડિયાળ વાગતી હોય, તે વાગવા રૂપ ઘડિનું માપું તો તે સ્થાનકે જ છે અને વસ્તુના પર્યાયનું પલટવું તો સર્વ લોકમાં છે. પણ મુખ્ય નયમાં સૂત્ર મધ્યે તો સમય સમય "खित्तए." ઇતિ વચનાત્. તે કારણ માટે અઢીદ્વીપ બહાર કાળ નથી. વળી ઉંચી દિશિએ અજીવના અગીઆર ભેદ ક

હ્યા, નીચી દિશિએ દશ કહ્યા, તથા ઊર્ધ્વલોકે દશ કહ્યા, અધોલોકે અગીઆર કહ્યા, તે કારણ માટે ક્ષેત્રથી સમય ક્ષેત્ર પ્રમાણે જ કહેવો. કાળથી અનાદિ અપર્યવસિત, પણ આ દેશથી સાદિસાંત છે, તે કેમ ? અમુકી વસ્તુને એક ઘડિ ગ ઈ! ઈત્યાદિ કહેવાથી. ભાવથી અરૂપિ, ગુણથી વર્ત્તના લક્ષણ.

હવે અજીવનો અગીઆરમો ભેદ કહે છે. "પુદ્ગળાસ્તિકાયનો ખંધ." દ્રવ્યથી અનંતા, ક્ષેત્રથી જઘન્ય એક, ઉત્કૃષ્ટથી આચત્ત મહાખંધ આશ્રી. સર્વ લોકે અવગાહ્યો, કાળથી જઘન્ય એક સમય, ઉત્કૃષ્ટા અસંખ્યાતા. ભાવથી એક વર્ણ, એક ગંધ, એક રસ, બે ફરસ સહિત, કેઈક પાંચ વર્ણ, પાંચ રસ, બે ગંધ, આઠ ફરસ લાભે. ગુણથી ગ્રહણ જે ગળી જાય, મળી જાય. દિશિએ ઉદ્યોત કરે, તપે, અંધારૂં કરે, શબ્દ, રૂપ, રસ, ગંધ, ફરસ. ભલાના ભૂંડા અને ભૂંડાના ભલા થાય.

હવે અજીવનો બારમો ભેદ કહે છે. "પુદ્ગળાસ્તિકાયનો દેશ." તે દ્રવ્યથી અનંતા, ક્ષેત્રથી જઘન્ય એક આકાશ, ઉત્કૃષ્ટથી અસંખ્યાતા જોજનની કોડકોડિ પ્રમાણે. કાળથી જેટલી વેળા સુધી ચિંતવે. તથા ભાંગા આશ્રી સંખ્યાતો, અસંખ્યાતો કાળ. ભાવથી વર્ણ, ગંધ, રસ, ફરસ સહિત. ગુણથી ગ્રહણ ગુણ.

હવે અજીવનો તેરમો ભેદ કહે છે. "પુદ્ગળાસ્તિકાયનો પ્રદેશ." તે દ્રવ્યથી આપ આપણી અપેક્ષાએ એક અને સર્વથી પૂછીએ તો અનંતા; તે પણ સર્વ જીવરાશિથી અનંત ગુણા કોડજુમા અવગાહ્યા છે. ક્ષેત્રથી એક પ્રદેશ પ્રમાણ, કાળ

થી શાશ્વતા આદિ અંત રહિત, કોઈવખતે પુદ્‌ગળનો અપુદ્‌ગળ નહિ થાય. ભાવથો વર્ણ સહિત રૂપિ. ગુણથી ગ્રહણ ગુણ.

હવે અજીવનો ચૌદમો ભેદ કહે છે. " પરમાણુ પુદ્‌ગળ " તે એક રૂક્તિમાં અનંતમે ભાગે પરમાણુ છદ્મસ્થને ગ્રાહ્ય. સર્વ પુદ્‌ગળ જાતિમાં જેમ આકાશ પ્રમાણ તે દ્રવ્યથી અનંતા છે. ક્ષેત્રથો એક, આકાશમાં ગ્રાહ્યો. કાળથી જઘન્ય એક સમય, ઉત્કૃષ્ટા અસંખ્યાતા. ભાવથી એક વર્ણ, એક ગંધ, એક રસ, બે ફરસ લાભે. તે એક પરમાણુના સોળ ભાંગા થાય. સર્વ પરમાણુ રાશિમાં પાંચ વર્ણ, પાંચ રસ, બે ગંધ, આઠ ફરસ લાભે. સર્વ રાશિના ભાંગા (૨૦૦) થાય. ગુણથી ગ્રહણ ગુણ, વિખરણ ગુણ. એવા અનંતા પરમાણુ આમાં ભેગા હોય, ત્યારે છદ્મસ્થની નજરે આવે. એમ અનેરો વસ્તુના પણ દ્રવ્યાદિ પાંચ ભેદ કહેવા. જે ઠેકાણે પૂછે, ત્યાં અજીવના ઉત્કૃષ્ટા અગીઆર ભેદ લાભે. પણ કોઈ ઠેકાણે અધિક ન હોય.

હવે પુન્ય પદાર્થની ઓાળખાણ કહે છે. જીવને પવિત્ર કરે તે પુન્યના બે ભેદ. ૧ દ્રવ્ય પુન્ય અને ૨ ભાવ પુન્ય. ત્યાં દ્રવ્ય પુન્ય તે શું કહીએ ? જે સાધુ પ્રમુખને અશનાદિક દેવાના ભાવ પ્રણામ, તે ભાવપુન્ય કહોએ. જે પ્રણામ શુદ્ધ અધ્યવસાય અરૂપિ છે, તે પ્રણામ થકી જે અશનાદિક દેવાની ક્રિયા, તે પણ જીવનું પ્રવર્ત્તવું. વીર્યાંતરાયનો ક્ષયોપશમ તથા દાનાંતરાયનો ક્ષયોપશમ તેને પણ ભાવપુન્ય કહીએ. ત્યાં દેતાં થકાં જે યોગ્ય વ્યાપાર પ્રવર્ત્તે, તે દ્રવ્ય પુન્ય કહીએ. તે રૂપિ છે. તેને દેતાં થકાં જે અશુભ કર્મ ખપાવે, તે નિર્જરા

કહીએ. તે દાનથી શુભ વર્ણ, ગંધ, રસ, ફરસ સહિત અનં
ત પ્રદેશિયા ખંધ કર્મ દ્રવ્યવર્ગણા માંહિલા ચૌપ્રદેશિયા પુદ્
ગળ જીવને આવી લાગે. અન્યોન્ય એમ કેમ હોય ? તે પ
રમાણુઆને દ્રવ્યપુન્ય કહીએ. તે પુન્ય બાંધ્યાં થકાં જઘન્ય
અંતર્મુહૂર્ત્ત, ઉત્કૃષ્ટું ત્રીશ કોડાકોડિ સાગર સુધી જીવની પા
સે સત્તા રૂપ રહે, તે દ્રવ્ય પુન્ય. તે માંહિલા પરમાણુઆ આપ
આપણા અબાધાકાળ પછી નિમાય ઉદય આવે. તે ઉદય આ
વવું બે પ્રકારે છે. ૧ વિપાકથી અને ૨ પ્રદેશથી. જ્યારે પુન્યપ્ર
કૃતિના પરમાણુઆ જીવ પાસેથી સમયે સમયે ક્ષીણ થાય છે,
પણ રસ આપતા નથી, ત્યારે તે પ્રદેશોદય કહીએ અને જ્યારે
રસ આપીને ક્ષીણ થાય, ત્યારે તે વિપાકોદય કહીએ. તે પ્રકૃતિ
ઉદય આવ્યાં થકાં ઉંચગોત્ર, ધન, ધાન્ય, પુત્ર, કલત્ર, આ
રોગ્યતા, યશનામ અને શુભગત્યાદિ વસ્તુ પામે. તે વસ્તુને
ઉપચાર નયે પુન્યનાં ફળ માટે દ્રવ્યપુન્ય કહીએ. એટલે પુ
ન્યની કરણી તે અરૂપિ છે અને પુન્યના પરમાણુઆ તે ચૌ
પ્રદેશી ખંધ છે. વળી પુન્યનાં ફળ તે અષ્ટપ્રદેશી પણ છે.
ત્યાં પુન્યની કરણી તે ભાવપુન્ય, શેષ દ્રવ્યપુન્ય કહીએ.
ઈહાં કોઇ એમ કહે કે, “ પ્રણામમાં ક્રિયાને પુન્ય કયાં કહ્યું
છે ?” તો કે, શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના તેરમા અધ્યયનમાં કહ્યું
છે કે, “ धणियंतु पुन्नाइ अकुव्वमाणो” ઇતિ વચનાત્ તથા ફળ
તે પુન્ય કયાં કહ્યું છે ? તો કહેછે કે, “आया ममं पुन्न फलोववेज”
ઇતિ વચનાત્. કર્મને પુન્ય કયાં કહ્યું છે ? તો ઉત્તરકે, શ્રી
ભગવતિ સૂત્રના અઢારમા શતકના ત્રીજા ઉદ્દેશામાં “ अणंते
कम्मंसे खवेइ” ઇતિ વચનાત્. એ તો ઉપચારિક નયે કરીને

પુન્ય કહ્યું, પણ મુખ્ય આશ્રી તો પુન્યને રૂપિ જ કહીએ. ત્યાં બે ભેદ કેમ થાય ? જે દાનાદિકથી શુભ કર્મની પ્રકૃતિ બાંધી છે, તે જ જ્યાં સુધી જીવની સત્તામાં પડી છે, પરંતુ ઉદયભાવમાં નથી આવી, ત્યાં સુધી તે પુદ્ગળને દ્રવ્યપુન્ય કહીએ, તે કેમ ? દ્રવ્ય તે ભાવનું કારણ છે. તથા ભવિયશરીર, દ્રવ્ય નિક્ષેપાની અપેક્ષાએ. જે માટે શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના બાવીશમા અધ્યયનમાં નેમિનાથને ઘરમાં રહ્યા થકા "लोगनाहे दमीसरे" ઇતિ વચનાત્. લોકનાથ અને દમવંત જે સાધુ, તેના ઇશ્વર કહ્યા છે. જોકે, હમણાં તો તે લોકના નાથ નથી, પણ અનાગત કાળે થશે, પ્રવ્રજ્યા લેશે; તે કારણ માટે દ્રવ્ય નિક્ષેપે લોકનાથ કહીએ. તે ન્યાયે કરી જ્યાં સુધી ઉદય ન આવ્યા હોય, ત્યાં સુધી તે પરમાણુઆને દ્રવ્યપુન્ય કહીએ. જ્યારે ઉદયભાવમાં આવે જીવને સુખ આનંદ ઉપજાવે, ત્યારે તેને ભાવપુન્ય કહીએ. જેમ જિનનામ દઈ આવ્યા તેને ભાવ તીર્થંકર કહ્યા, તે દષ્ટાંતે. તે કારણ માટે એ મુખ્ય નયમાં દ્રવ્યપુન્ય ને ભાવપુન્ય એ બેહુ રૂપિ દ્રવ્ય પુદ્ગળ કહીએ. શ્રી આચારાંગ સૂત્રની ટીકામાં પણ દ્રવ્યકર્મને અનોદય પ્રકૃતિનો દ્રવ્યકર્મ તે કૃષાદિ ક્રિયા ભાવકર્મને ઉદયે આવી પ્રકૃતિ કહી છે. વળી સૂત્રમાં પણ ઘણે ઠેકાણે પુન્ય પુદ્ગળને જ કહ્યું છે. તે કારણ માટે મુખ્ય નયમાં પુન્યરૂપિ પદાર્થ જાણીએ. ઉપચાર નયે બેહુ સદ્દહિએ.

હવે પુન્યના ભેદની ઓળખાણ દેખાડે છે. શ્રી ઠાણાંગસૂત્રના નવમા ઠાણામાં કહ્યું છે કે, "नव विहे पुन्ने पन्नत्ते, तं जहा—अन्नपुन्ने, जाव नम्मोक्कार पुन्ने" હવે તેનો અર્થ કહે છે.

પાત્રને વિષે જે અન્નાદિક દેવું, તેથી તીર્થંકર નામાદિ પુન્ય પ્રકૃતિનો બંધ અને અનેરાને આપે તો અનેરી પુન્ય પ્રકૃતિનો બંધ હોય. ઈહાં કેટલાએક એમ કહે છે કે, "એ નવ પ્રકારનાં પુન્ય તો સાધુ ઉપર જ છે, પણ અનેરા આશ્રી નહી." અને કેટલાએક એમ કહે છે કે, "સમકિતદષ્ટિ આશ્રી છે, પણ મિથ્યાત્વી આશ્રી નહી." વળી કેટલાએક એમ કહે છે કે, "સર્વ સંસારી આશ્રી છે." એમ ઈહાં અનેક મતના વિભ્રમ ઉપજતા જણાય છે. પરંતુ નિસ્પૃહાપણે પક્ષપાત રહિત સૂત્રાર્થે વિચારીએ ત્યારે તો સર્વ પદ નય ઉપર દેખાય છે. જૈનશાસન તો સાત નયાત્મક છે. તે કારણ માટે નય ઉપર વિચારી જોજ્યો. ચિત્ત, વિત્ત અને પાત્ર શુદ્ધ નિર્વદ્ય દાનથી તો એકાંત પુન્યથશે અને અનેરે ઠેકાણે યથાયોગ્ય પુન્યનો રહસ્ય સર્વત્ર જણાય છે, તે કેમ ? અનેરાને આપવાથી અનેરી પુન્યપ્રકૃતિ હોય, તે કોણ ન્યાયે?

વળી ગ્રંથાંતરમાં પાંચ પ્રકારના જીવ કહ્યા છે. ૧ ઉત્તમપાત્ર તે સાધુ, ૨ મધ્યમપાત્ર તે શ્રાવક, ૩ જઘન્યપાત્ર તે અવિરતિ સમ્યક્દષ્ટિ, ૪ અપાત્ર તે મિથ્યાત્વી, અને ૫ કુપાત્ર તે અનાર્ય હિંસક. એ પાંચમાં ઉત્તમપાત્ર પોખવાથી તો એકાંત પુન્ય, મધ્યમપાત્ર ને જઘન્યપાત્ર તે સુપાત્રદાનમાં છે, પણ કાંઈ પાપનો ભેળ છે. અપાત્રદાનમાં અનુકંપાદિ આશ્રી તથા મમતા ઘટવા આશ્રી પુન્યનો ભેળ છે. કુપાત્રદાનમાં એકાંત પાપ છે. પરંતુ સાધુને તો વચલાં ત્રણે સ્થાનકે મૌન સાધવું શ્રેય છે. પુન્ય પાપ કહેવું તે અયુક્ત છે. ઈહાં કોઈ એમ કહેશે કે, "શ્રી વીતરાગ દેવે તો નવ પ્રકારે પુન્ય

સમુચ્ચયે સર્વ જીવ આશ્રી કહ્યું છે, પણ ફેર નથી કહ્યું." તેને ઉત્તરમાં એમ કહેવું કે, જો વીતરાગ દેવે નવ સ્થાનકે પુન્ય કહ્યું, તો તમે અનેરા ગૃહસ્થના દાનમાં મોન કેમ સાધો છો? પુન્ય ન કહ્યું તેનું શું કારણ ? ત્યાં કોઈ એમ કહે કે, "દેનારને તો પુન્ય જ નિપજે છે, પણ સાધુને પુન્ય કહેવાનો કલ્પ નથી. તેથી કહેવું નહી." ત્યારે તેને એમ પૂછીએ કે, જો વીતરાગ દેવને પુન્ય કહેવાનો કલ્પ છે, તો પછી સાધુને કેમ નહી ? પુન્યને પુન્ય કહેવાની તો વીતરાગ દેવની આજ્ઞા છે અને જો શત્રુકારાદિક દાનમાં પુન્ય કહેવાની ભગવંતની આજ્ઞા નહી અને જે ગૃહસ્થના દાનમાં એકાંત સદ્દહે, તથા પ્રરૂપે છે, તે ભગવંતની આજ્ઞાના વિરાધક છે. પોતાને છાંદે ચાલનારા છે. "વળી જો સર્વ જીવ ઉપર નવ પ્રકારનું પુન્ય એકાંત છે, તો કહો કે, પુન્ય સાવદ્ય કરણીથી થાય, કે નિર્વદ્ય કરણીથી થાય ?" ત્યારે તે કહે કે, "નિર્વદ્યથી." જો નિર્વદ્ય કરણીથી પુન્ય બંધાય છે, પરંતુ જો શત્રુકારાદિ ગૃહસ્થનાં દાન તે સાવદ્યકરણી છે કે, નિર્વદ્ય ? ત્યારે કહે કે, "સાવદ્ય." તેને એમ પૂછીએ કે, સાવદ્ય કરણીથી એકાંત પુન્ય થાય ? ચતુર હોય તે વિચારી જોજ્યો. ત્યાં કોઈ એમ કહે કે, "સાવદ્ય તો પાપ." તે કારણ માટે ગૃહસ્થના દાનમાં સર્વથા પાપ છે, પણ પુન્ય તો લવલેશ નથી. તેને એમ કહીએ કે, એકાંત પાપને પણ સાવ[illegible] પ બેહુ [illegible]માં હોય. તેને પણ [illegible]

[illegible] તે બેહુ સાવદ્ય.

[illegible] દાનને પુન્ય પાપ [illegible]

ણ એકાંત પાપ નહી. એકાંત પાપ હોય તો સાધુ કેમ રાખે? અને સૂત્રમાં તો ગૃહસ્થના દાનને સાધુને ઠેકાણે ઠેકાણે મૌન સાધવું કહ્યું છે. શ્રી સૂયગડાંગ સૂત્રના પ્રથમ શ્રુતસ્કંધના અગીઆરમા અધ્યયનમાં મોક્ષમાર્ગને વિષે એમ કહ્યું છે કે, "કોઈ રાજાદિક ધર્મની બુદ્ધિએ શત્રુકારાદિ આપતો હોય, પરબ મંડાવતો હોય, તે સાધુને એમ પૂછે કે, અહો ઋષીશ્વર! એ અનુષ્ઠાનથી અમારે પુન્ય છે? કિંવા નથી?" ત્યારે સાધુ પુન્ય છે એમ ન કહે, તેમ પુન્ય નથી એમ પણ ન કહે. એ બેહુ પ્રકારે મહાભયનું કારણ છે. જો પુન્ય કહે તો ત્રસ થાવર જીવની હિંસા લાગે, અને પુન્ય નથી એમ કહે તો અન્ન પાણીના અર્થિ લોકોને અંતરાય પડે. તે કારણ માટે દાનને પ્રશંસે, તે હિંસાનો વાંછનાર કહ્યો છે અને નિષેધે તે અગીતાર્થ વૃત્તિનો છેદનાર કહ્યો છે. તે કારણ માટે પુન્ય છે અથવા નથી એમ આસ્તિ, નાસ્તિ એ બેહુ ભાષા ન બોલે. ઇહાં મૌન કરજો. બેહુમાંની એક ભાષા બોલ્યાથી શું થાય? તેને પાપરૂપ કર્મની રજનો લાભ થાય. તે કારણ માટે અવિધ બોલવું છાંડે. નિર્વદ્ય ભાષા બોલવાથી મોક્ષ પામે. એમ શ્રી સૂત્રયગડાંગ સૂત્રના બીજા શ્રુતસ્કંધના પાંચમા અધ્યયનમાં અનાચારીના અધિકારમાં જોઈ લેજ્યો.

દાન ગૃહસ્થને દેવું, લેનારને લેવું એવો વ્યાપાર પ્રવર્તમાન દેખી આસ્તિ, નાસ્તિ ગુણ દોષ કાંઈ પણ ન જ કહે. જો ગુણ કહે તો અસંયમની અનુમોદના લાગે અને દૂષણ કહે તો વૃત્તિનો છેદ થાય. તે કારણ માટે બેહુ ભાષા ન બોલે. જ્ઞાનાદિ મોક્ષમાર્ગ વધારે. એટલે જેમ અસંયમ સા

વધ ન થાય, તેમ બોલે. એવો અધિકાર સૂત્રમાં કહ્યો છે. તે સૂત્ર વિરૂદ્ધ પ્રરૂપણા કરે છે. ઇહિં કોઈ એમ કહે છે કે, "દાતાર પૂછે ત્યારે સાધુને મૌન કરવું, પણ મનમાં પુન્ય સદ્દહવું. કોઈ કહે પાપ તે મૌન અને કોઈ પુન્ય તે મૌન. મનમાં બેહુ સદ્દહે." કોઈ કહે સાધુને મૌન કરવું. તેનાં ફળ કેવળી જાણે. અમને ખબર ન પડે. કોઈ કહે સાધુને મૌન પણ પુન્ય પાપ, મિશ્ર કાંઇ સદ્દહવું નહી. ઇત્યાદિ અનેક મત સાંપ્રત કાળમાં દેખાય છે. તે સૂત્રના ન્યાયે જુએ ત્યારે કિયો મત સાચો? તેની પરીક્ષા ચતુર પુરૂષો કરે. જો પુન્ય હોત તો સાધુને પુન્યને પુન્ય કહેવાનો શ્યો દોષ છે? અને ભગવંતે પુન્ય કહેવાનું કેમ વર્જ્યું? વળી શત્રુકારાદિ દાનમાં હિંસાદિ સાવદ્ય કર્ત્તવ્ય પ્રત્યક્ષ દેખાય છે તો એકાંત જૈનધર્મિ ત્યાં પુન્ય કેમ સદ્દહે? તે કારણ માટે એકાંત પુન્ય થાપે તે વાત જૂઠી દેખાય છે, અને જો સર્વ દાનમાં પાપ હોય તો પાપને પાપ કહેવાને સાધુને શો દોષ છે? વળી ભગવંતે પાપ કહેવાનું કેમ વર્જ્યું? તથા જે દાન દે છે, ત્યાં અનુકંપા પ્રમુખ શુભભાવ ઉપજતા દેખાય છે, અને જે વસ્તુ આપે તેથી લાભ પ્રધાન છે. ત્યાં એકાંત પાપ કેમ થાય? વળી શ્રી પ્રશ્નવ્યાકરણ સૂત્રના બીજા આશ્રવદ્વારમાં "દાનને નિષેધે તેને જૂઠાબોલો કેમ કહ્યો.? વળી ત્રીજા સંવરદ્વારે દાનની અંતરાય પાડે, તેને ચોરીનો કરનાર કેમ કહ્યો? જે કારણ માટે એકાંત પાપ સદ્દહવાથી સૂત્રના ન્યાયે વાત જૂઠી [illegible] છે. અને જે એમ કહે કે, "એનાં ફળની અમને [illegible] પણ અંધારૂં દેખાય છે. જે [illegible]

શું પાળશે ? તથા કોઈ એમ કહે કે, "સાધુને તો મૌન જ રહેવું, પુન્ય, પાપ, મિશ્ર એ કાંઈ પણ સદ્દહવું નહી. તેને પણ કાંઈક નાસ્તિકવાદીનો મત જણાય છે. જે કારણ માટે ભગવંતે સૂત્રમાં કહ્યું છે કે, "જેટલી ક્રિયા કરે, તે સર્વનું ફળ છે પણ અફળ નથી." જે અફળ કહે તે અફળવાદી. નાસ્તિક મતિ જૈનમાર્ગથી બહાર દેખાય છે, અને ત્રણ વાત નિષેધી તે લેખે તો અફળ જણાય છે, તો અફળ કહેતાં કેમ શંકાઓ છો ? તે કારણ માટે એ ગૃહસ્થિનાં દાન જ્ઞેય પદાર્થ ઉભય સ્થાન દેખાય છે.

વળી શ્રી રાયપ્પસેણી સૂત્રમાં સૂર્યાભ દેવતાએ ભગવંતને કહ્યું. "હું તમારા સાધુને નાટક દેખાડું ?" ત્યારે ભગવંતે મૌન રાખી ત્યાં અર્થ એમ ફેલાવ્યો છે કે, "જો હા કહે તો સાવદ્ય લાગે, અને ના કહે તો દેવતાની ભક્તિ ભાગે. તેથી મિશ્ર ઠેકાણું જાણી વીતરાગ દેવે મૌન સાધ્યું. એ ન્યાયે જોતાં તો ગૃહસ્થિના દાનમાં પણ મૌન જ કહ્યું છે. તે મિશ્ર ઠેકાણું જાણીએ છીએ. જો ધર્મ હોય તો સાધુ આજ્ઞા આપે, અને પાપ હોય તો નિષેધે. વળી ઇહાં તો આજ્ઞા પણ ન આપે તેમ નિષેધે પણ નહી. તે કારણ માટે ત્રીજા મિશ્રપક્ષમાં જણાય છે. મિશ્ર ઠેકાણે મૌન સાધવું. ઇહાં તો બેય વાત પ્રત્યક્ષ જણાય છે. જેથી અનુકંપા તે પુન્ય અને જે મમતા મટી તે પણ પુન્ય. અનેરાને આપવાથી અનેરી પુન્ય પ્રકૃતિ સૂત્રમાં કહી છે. તે ન્યાયે પુન્ય પણ છે. વળી ગૃહસ્થિનું લેવું દેવું સર્વ સાવદ્ય કર્ત્તવ્ય છે. જે માટે શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના નવમા અધ્યયનમાં નમિરાજાએ કહ્યું. "ધર્મોપકરણ, ચાર આહાર એ

વધ ન થાય, તેમ બોલે. એવો અધિકાર સૂત્રમાં કહ્યો છે.
સૂત્ર વિરૂદ્ધ પ્રરૂપણા કરે છે. ઇહાં કોઈ એમ કહે છે કે, "
તાર પૂછે ત્યારે સાધુને મૌન કરવું, પણ મનમાં પુન્ય સદ્દહ
કોઈ કહે પાપ તે મૌન અને કોઈ પુન્ય તે મૌન. મનમાં બે
સદ્દહે." કોઈ કહે સાધુને મૌન કરવું. તેનાં ફળ કેવળી જાણે
અમને ખબર ન પડે. કોઈ કહે સાધુને મૌન પણ પુન્ય
પ, મિશ્ર કાંઇ સદ્દહવું નહો. ઇત્યાદિ અનેક મત સાંપ્રત કા
માં દેખાય છે. તે સૂત્રના ન્યાયે જુએ ત્યારે કિયો મત સાચે
તેની પરીક્ષા ચતુર પુરૂષો કરે. જો પુન્ય હોત તો સાધુને
ન્યને પુન્ય કહેવાનો શ્યો દોષ છે ? અને ભગવંતે પુન્ય ક
વાનું કેમ વર્જ્યું ? વળી શત્રુકારાદિ દાનમાં હિંસાદિ સાવ
કર્ત્તવ્ય પ્રત્યક્ષ દેખાય છે તો એકાંત જૈનધર્મિ ત્યાં પુન્ય કે
સદ્દહે ? તે કારણ માટે એકાંત પુન્ય થાપે તે વાત જૂઠી દેખ
ય છે, અને જો સર્વ દાનમાં પાપ હોય તો પાપને પાપ ક
વાને સાધુને શો દોષ છે ? વળી ભગવંતે પાપ કહેવાનું કે
વર્જ્યું ? તથા જે દાન દે છે, ત્યાં અનુકંપા પ્રમુખ શુભભા
ઉપજતા દેખાય છે, અને જે વસ્તુ આપે તેથી લાભ પ્રધા
છે. ત્યાં એકાંત પાપ કેમ થાય ? વળી શ્રી પ્રશ્નવ્યાકર
સૂત્રના બીજા આશ્રવદ્વારમાં "દાનને નિષેધે તેને જૂઠાબે
લો કેમ કહ્યો ? વળી ત્રીજા સંવરદ્વારે દાનની અંતરાય પાડે
તેને ચોરીનો કરનાર કેમ કહ્યો ? જે કારણ માટે એકાંત પા
સદ્દહવાથી સૂત્રના ન્યાયે વાત જૂઠી દેખાય છે. અને જે એ
કહે કે, "એનાં ફળની અમને ખબર નથી, તેના ઘટમાં પ
અંધારૂં દેખાય છે. જે એટલી વાતમાં ન સમજે, તે ચારિત્ર

નાં સ્થાનક, એકવીશ સબળા દોષ, અઢાર પાપસ્થાનક, પાંચ મિથ્યાત્વ, ત્રીશ મહામોહનીનાં સ્થાનક ઇત્યાદ પદાર્થ અધર્મપક્ષમાં છે (૨). ગૃહસ્થિનાં દાન, ચારિત્રના મહોત્સવ, સ્વામિવાત્સલ્યાદિ સર્વ પદાર્થ જ્યાં સાધુ વિધિનિષેધ ન કરે તે સર્વ પદાર્થ મિશ્રપક્ષમાં છે ( ૩ ).

હવે ચરિતાનુવાદ આશ્રી અનેક પુરૂષોએ જે ચારિત્ર લીધાં, તપસ્યા કરી, પડિમા આરાધી, તે સર્વ ધર્મપક્ષમાં છે (૧). દુઃખવિપાકી જીવે જે પાપ કરચાં, ગોશાળે બે સાધુઓને બાળ્યા, કોણિક રાજાએ તથા ચેડારાજાએ સંગ્રામ કરચાં એ સર્વ અધર્મપક્ષમાં છે (૨). ભગવંત પધારવાથી રાજા નગર શણગારી વાંદવા ગયા. પ્રદેશી રાજાએ દાનશાળા મંડાવી. ચિત્રસારથિ પ્રધાને રથને પ્રયોગે પ્રદેશી રાજાને પ્રતિબોધ્યો. સુબુદ્ધિ પ્રધાને પાણીનો ઉપાય કરી જિતશત્રુ રાજાને પ્રતિબોધ્યો. મલ્લિનાથે છ રાજાને પ્રતિબોધવા માટે મોહનઘર કરાવ્યું, સૂર્યાભ પ્રમુખ દેવતાએ વીતરાગ આગળ નાટક કરચાં. કૃષ્ણવાસુદેવે થાવચ્ચા પુત્રના દીક્ષા મહોત્સવને સમયે ઢંઢેરો ફેરવ્યો, શ્રેણિક રાજાએ ઢંઢેરો ફેરવ્યો, શંખપુષ્કળી શ્રાવકે સ્વામિવાત્સલ્ય કરચાં, વીરસ્વામી પધારચાથી કોણક રાજાએ વધાઇ આપી. ઇત્યાદિ અનેક ચરિતાનુવાદ તે મિશ્રપક્ષમાં છે (૩). ઇહાં જ્ઞેય પદાર્થ કહીએ. એકાંત હેય પણ નહિ તેમ એકાંત ઉપાદેય પણ નહી. સ્થાપવા યોગ્ય પણ નહિ, તેમ ઉત્થાપવા યોગ્ય પણ નહી. તે ન્યાયે દશ દાનમાં પણ એમ જ જાણવું. આઠમું દાન ધર્મપક્ષમાં છે, સ[illegible] [illegible] દાન અધર્મપક્ષમાં છે, શેષ આઠ દાન મિશ્રપક્ષમાં છે,

ક સાધુનું દાન ટાળી બીજાં સર્વ દાન સાવદ્ય છે. સાવદ્ય જા ણી સાધુએ છાંડયાં છે અને હિંસાદિક પ્રત્યક્ષ દેખાય છે તે થી પાપ પણ છે. તે વાસ્તે બેહુ વાત જાણીએ છીએ. તથા કોઈ એમ કહે કે, "ધર્મ તે અમૃત અને પાપ તે ઝેર. પણ તે બે ભેગાં ખાધાથી મરે. તેમ પુન્ય પાપ કરવાથી પણ જાણવું." તેને ઉત્તર કે, " તે દષ્ટાંત અસત્ય છે. જે કારણ માટે એ તો શ્રાવક મિશ્રપક્ષમાં છે, તે પણ ડૂબશે. વળી સકષાઈ સાધુ ક હ્યા, પાપને નામે બોલાવ્યા તે કેમ ડૂબશે.? તેથી એ દષ્ટાંત તો જ્યાં એકાંત પાપનું કર્ત્તવ્ય છે, અલ્પમાત્ર પુન્યનો ભેગ છે ત્યાં મળે; પણ સર્વ ઠેકાણે ન મળે. જે કારણ માટે શ્રી ભ ગવતિ સૂત્રના આઠમા શતકના છઠ્ઠા ઉદ્દેશામાં સાધુને કારણે અસૂઝતું આપવાથી અલ્પ પાપ અને બહુ નિર્જરા કહી. તેથી કેટલાએક એ પાઠને જૂઠો કહે છે. તે સિદ્ધાંતપાઠ ઉત્થાપ વાથી નિન્હવ દેખાય છે. એ પાઠ આચાર્યે ઘાલ્યો છે. તો એ લેખે પાઠ સાચો કેમ? તે પણ ઘાલ્યો હશે. જે સૂત્રમાં એવી શંકા વેદે તે દુર્લભબોધિ નિન્હવ જાણવા. વળી પૂર્વાચાર્યે પ ણ એ સર્વ જ્ઞેય પદાર્થ મિશ્રપક્ષમાં કહ્યા છે. વળી શ્રી સૂયગ ડાંગ સૂત્રના અઢારમા અધ્યયનમાં ત્રણ પક્ષ કહ્યા છે, તેનો વિવરો શ્રી પાર્શ્વચંદ્રસૂરિએ એમ કહ્યો છે. તથા શ્રી અભય દેવસૂરિયે પણ એમ કેલાવ્યો છે. "ધર્મપક્ષ, પાંચ મહાવ્રત, ગૃહસ્થનાં બારવ્રત, શ્રાવકની અગીઆર પડિમા, ભિક્ષુની બાર પડિમા, બ્રહ્મચર્યની નવવાડ, પચ્ચીશ ભાવના અને બ ત્રીશ યોગસંગ્રહ; ઇત્યાદિ પદાર્થ ધર્મપક્ષમાં છે (૧). હવે સા ત ભય, આઠ મદ, સત્તર પ્રકારનો અસંયમ, વીશ અસમાધિ

નાં સ્થાનક, એકવીશ સબળા દોષ, અઢાર પાપસ્થાનક, પાંચ મિથ્યાત્વ, ત્રીશ મહામોહનીનાં સ્થાનક ઇત્યાદ પદાર્થ અધર્મપક્ષમાં છે (૨). ગૃહસ્થિનાં દાન, ચારિત્રના મહોત્સવ, સ્વામિવાત્સલ્યાદિ સર્વ પદાર્થ જ્યાં સાધુ વિધિનિષેધ ન કરે તે સર્વ પદાર્થ મિશ્રપક્ષમાં છે ( ૩ ).

હવે ચરિતાનુવાદ આશ્રી અનેક પુરૂષોએ જે ચારિત્ર લીધાં, તપસ્યા કરી, પડિમા આરાધી, તે સર્વ ધર્મપક્ષમાં છે (૧). દુઃખવિપાકી જીવે જે પાપ કરયાં, ગોશાળે બે સાધુઓને બાળ્યા, કોણિક રાજાએ તથા ચેડારાજાએ સંગ્રામ કરયાં એ સર્વ અધર્મપક્ષમાં છે (૨). ભગવંત પધારવાથી રાજા નગર શણગારી વાંદવા ગયા. પ્રદેશી રાજાએ દાનશાળા મંડાવી. ચિત્રસારથિ પ્રધાને રથને પ્રયોગે પ્રદેશી રાજાને પ્રતિબોધ્યો. સુબુદ્ધિ પ્રધાને પાણીનો ઉપાય કરી જિતશત્રુ રાજાને પ્રતિબોધ્યો. મલ્લિનાથે છ રાજાને પ્રતિબોધવા માટે મોહનઘર કરાવ્યું, સૂર્યાભ પ્રમુખ દેવતાએ વીતરાગ આગળ નાટક કરયાં. કૃષ્ણવાસુદેવે થાવચ્ચા પુત્રના દીક્ષા મહોત્સવને સમયે ઢંઢેરો ફેરવ્યો, શ્રેણિક રાજાએ ઢંઢેરો ફેરવ્યો, શંખ પુષ્કળી શ્રાવકે સ્વામિવાત્સલ્ય કરયાં, વીરસ્વામી પધારયાથી કોણક રાજાએ વધાઇ આપી. ઇત્યાદિ અનેક ચરિતાનુવાદ તે મિશ્રપક્ષમાં છે (૩). ઇહાં જ્ઞેય પદાર્થ કહીએ. એકાંત હેય પણ નહિ તેમ એકાંત ઉપાદેય પણ નહી. સ્થાપવા યોગ્ય પણ નહિ, તેમ ઉત્થાપવા યોગ્ય પણ નહી. તે ન્યાયે દશ દાનમાં પણ એમ જ જાણવું. આઠમું દાન ધર્મપક્ષમાં છે, સાતમું દાન અધર્મપક્ષમાં છે, શેષ આઠ દાન મિશ્રપક્ષમાં છે,

અને જો સાધુનું દાન ટાળી સર્વ દાનમાં પુન્ય હોત તો નવ ધર્મદાન કેમ ન કહ્યાં ? તથા એકાંત પાપ હોત તો નવદાન અધર્મ કેમ ન કહ્યાં? તે કારણ માટે જ્ઞેય પદાર્થ ઉભય સ્થાનક છે, અને જે સર્વથા પુન્ય કહે છે, તેને એમ પૂછીએ કે, "વીતરાગે સમુચ્ચયે અન્નપુન્ય કહ્યું છે પણ વિગત પાડી નથી; પરંતુ હૃદયથી વિચાર ન કરચો, તો શું રાંધેલું આપવાથી પુન્ય છે? કિંવા કોરૂં આપવાથી, કિંવા સૂઝતું આપવાથી, કિંવા અસૂઝતું આપવાથી ક્યાં ક્યાં પુન્ય છે?" ત્યારે તે કહે કે, "ભગવંતે સમુચ્ચય જીવ ઉપર પુન્ય કહ્યું છે પણ ત્યાં વિવરો કરચો નથી. સર્વ ઠેકાણે પુન્ય છે. જ્યાં જ્યાં ભગવંતે પુન્ય કહ્યું છે, ત્યાં પાપ નહી, તેથી પુન્ય જ છે. ભગવંતે "અન્નપુન્ને" એ આદિ કહ્યું છે, પણ અન્નમિશ્ર ઇત્યાદિક કહ્યું નથી. તથા પાપ પણ ન કહ્યું. તે કારણ માટે પુન્ય જ છે. તેને એમ કહીએ કે, ભગવંતે સાવદ્ય કરણોથી એકાંત પુન્ય કહ્યું અને વિગત નહિ પાડો, તો "લેણપુન્ને" નવી જગ્યા આરંભે કરીને મિથ્યાત્વીને કરાવી આપે, તેને એકાંત પુન્ય થાય ? વૃક્ષ કપાવીને સયણ અને પાટ પાટલા કરાવી આપે, વસ્ત્ર ધોવરાવી આપે, રંગાવી આપે, મનથી આર્ત્તધ્યાન ધ્યાય, ત્યાં પુન્ય કેમ થાય? વચન અસત્ય બોલે, કાયાએ હિંસા કરે, મિથ્યાત્વિને નમસ્કાર કરે, એ સર્વ ઠેકાણે પુન્ય ...મ ન કહ્યું ? જો મનપુન્યે સઘળે મનથી પુન્ય થશે, તો ...ર્વને અન્નદાનથી થશે, અને જો મન નિર્વદ્યથી પુન્ય થશે, ...ા અન્ન પણ નિર્વદ્યથી થશે. જેને નમસ્કાર કરવાથી ...ન્ય, તેને અન્ન દીધાથી પણ પુન્ય. એ નવ પુન્ય સરખાં

છે. જે કારણ માટે સઘળે પુન્યનો ભેગ છે. ક્યાં અલ્પ, ક્યાં બહુ. તે કારણ માટે પુન્યની અપેક્ષાએ અનેરાને આપવાથી અનેરી પુન્ય પ્રકૃતિ કહી છે, પણ એકાંત પુન્ય નહી અને જો સર્વને આપવાથી એકાંત પુન્ય હોય, તો પાત્ર કુપાત્રનો શ્યો વિશેષ ? સાધુ, સાધ્વિ, શ્રાવક, શ્રાવિકા, મિથ્યાત્વિ સરખા હોય ? ગુણનું કારણ ન રહ્યું ! વળી સૂઝતું અસૂઝતું સચિત્ત અચિત્ત સરખાં થયાં ! તે કારણ માટે ન મળે. વળી જે કોઈ એમ કહે છે કે, "સાધુ ટાળી બીજા સર્વ દાનમાં પાપ છે, તે પણ એકાંત સૂત્ર વિરૂદ્ધ કહે છે. જે કારણ માટે સાધુને ટાળી બીજા દાનમાં પાપ કહ્યું, તેણે દાન ઉત્થાપ્યું અને દાન ઉત્થાપે તેને જૂઠાબોલો અને અંતરાયનો પાડનાર કહ્યો છે.

શ્રી ભગવતિસૂત્રના પાંચમા શતકના છઠ્ઠા ઉદ્દેશામાં વસ્તુના વેચનારાને જ્યાં સુધી કરિયાણું ન આપ્યું હોય, ત્યાં સુધી ભારે ક્રિયા લાગે, અને કરિયાણું આપવાથી હલકી ક્રિયા થાય. નાણું લીધાથી નાણાંની ભારે ક્રિયા લાગે. એમ કહ્યું છે. જુઓ, લોભ નિમિત્તે વસ્તુ દીધી, તે વસ્તુની ક્રિયા હલકી, તે દીધાથી લાભ, તો અનુકંપા નિમિત્તે દયાના પ્રણામથી દાન દે, તેને એકાંત પાપ કેમ થાય ? જેટલી જેટલી મમતા મટી, તેટલું તેટલું પુન્ય જ છે, અને જો પાપ છે, તો આણંદાદિક શ્રાવકને પડિમા વહેતાં ભગવંતે કેમ વર્જ્યો નહી? એક જણ તરે અને બે જણ ડૂબે, તે ક્રિયા ભગવંત કેમ શીખવે? તથા બીજાને ડૂબાવ્યાથી પોતે કેમ તરે ? તે માટે પાપ ન કહ્યું.

વળી જો આપવાથી એકાંત પાપ જ હોય, તો પ્રદેશી

જાએ દાનશાળા કેમ મંડાવી? કેશીકુમાર મુનિયે નિષેધી કેમ નહી? તથા અંબડ શ્રાવક દાતારને પાપ જાણે તો (૧૦૦) ઘેર પારણું કેમ કરે? એક જ ઘેરથી અન્ન લે તો ન ચાલે? સો ઘેર પાપ શું કરવા લગાડે? જે સર્વ દાનમાં પાપ સદ્દહે, તેના ઘટમાં અનુકંપા નહી. પ્રણામ દુષ્ટથાય તે માટે પાપ ન કહેવું.

હવે જે પડિમાધારી પ્રમુખ શ્રાવકનું દાન તે સૂત્રમાં ઠામ ઠામ ચાલ્યું છે. તેનું દાન કસર સહિત ધર્મદાનમાં જણાય છે. જે ગૃહસ્થનું દેવું લેવું અવ્રતમાં છે, તેટલી કસર છે, પણ બહુ ળતા આશ્રી ધર્મ છે. સૂત્રમાં પડિમાધારી શ્રાવકોને "समण मूए" કહ્યા છે માટે. અને જો એ કસર સહિત ધર્મદાનમાં ન માને, તેને એમ પૂછીએ કે; એ દશ દાનમાં કિયું દાન છે તે કહો? ત્યાં કેટલાક તો ધર્મદાનમાં ઘાલે છે, તે વાત પણ ઠીક જણાતી નથી. જે કારણ માટે ધર્મ છે, તો એકાંત આજ્ઞા કેમ નથી દે તા? ત્યારે કહે કે, અમારો કલ્પ નહી. તેને પૂછવું કે, ધર્મનો કલ્પ નહી? ત્યારે કહે કે, સ્થવિરકલ્પિ, જિનકલ્પિને દે ન હી તે કેમ? તેને એમ કહીએ કે, કલ્પ નહી પણ દીધાથી ધર્મ જાણે છે અને દેવાની આજ્ઞા આપે છે. કારણ પડ્યાથી આપે પણ છે, પરંતુ શ્રાવક તે બેહુ કરે. તે કારણ માટે એકાંત ધર્મ ન જાણીએ અને જે પડિમાધારી શ્રાવકનું દાન એકાંત ધર્મમાં છે, તથા પુન્યમાં કહે છે. તથા પુન્યનું જ કારણ કહે છે, તે અવિચારીભાષાના બોલનાર જણાય છે. જે માટે વીતરાગે ગૃ હસ્થના સર્વ દાનમાં મૌન કહ્યું અને જેણે પુન્યનું કારણ કહ્યું, તેનું મૌન ભાગ્યું. જે પડિમાધારીને આપે, તેને પણ ત્રીજા કારણમાં કસર દેખાય છે. વળી કેટલાએક અધર્મ દાન પાળે છે.

શ્રીભગવતિસૂત્રના આઠમા શતકના છઠ્ઠા ઉદ્દેશામાં અસંયતિ અવ્રતીને આપવાથી એકાંત પાપ કહ્યું છે. જે માટે શ્રાવકનું લેવું દેવું અવ્રતમાં છે. તે માટે એકાંત પાપ કહ્યું છે. તે વાત પણ ન મળે, જે માટે ઇહાં તો ગુણવંત પાત્રને મોક્ષને અર્થે આપશે, તેને એકાંત પાપ કહ્યું; પણ અનેરા શ્રાવકના દાનનો તથા અનુકંપા દાનનો ઇહાં અધિકાર નથી. અનુકંપાદાન "जिणहो नकयाइ पडिसाइ" ઇતિ વચનાત્. વળી સાતમું દાન તો ગણિકાદિકનું છે. તે ગણિકા અને પડિમાધારી શ્રાવક સરખા કેમ હોય ? પાત્ર કુપાત્રનો શો વિશેષ ? તે માટે સાતમા દાનમાં ન મળે.

તથા કેટલાએક એમ કહે છે કે, "શેષ આઠ દાનમાં છે." તેને પૂછીએ કે, પડિમાધારી પ્રમુખને આપવાથી શો ગુણ ? અનુમોદને આપે છે કે, અનુકંપા આણીને આપે છે કે, બ્હીતો દે કે, લાજતો દે કે, અહંકારથી દે કે, ભોગથી દે કે, કરિયાવર કરવા દે છે ? ત્યાં નિઃકેવળ ગુણ અનુમોદના ખાતે આપે છે, પણ બીજા ખાતે આપતા નથી. જો બીજા ખાતે આપે તો આઠ દાનમાં ભળે, અને ગુણ અનુમોદને આપે તો આઠ દાન ધર્મમાં ભળશે. વળી આઠ દાન તો સંસારીનાં છે. મિથ્યાત્વી છે. આઠ દાનમાં સુપાત્ર નહી અને શ્રાવક સુપાત્રમાં છે. વળી સૂત્રમાં સ્વામિવાત્સલ્ય, પ્રભાવના તે સમકિતનો આચાર કહ્યો છે. વળી શ્રી ઠાણાંગસૂત્રમાં ચતુર્વિધ સંઘને, શ્રાવકને રત્નનું ભાજન કહ્યા છે. વળી શ્રી ભગવતિસૂત્રમાં શ્રાવકને રત્નની માળા સમાન કહ્યા છે, પણ આઠ દાનવાળા રત્નનાં ભાજન તથા રત્નની માળા સમા

ન ન કહ્યા. તથા કોઈ કહે કે, " તેને સૂઝતું આપતાં અઢાર પાપ માંહિલું કિયું પાપ લાગ્યું ? ઓગણીશમું પાપ તો છે નહી." તેને એમ કહેવું કે, " ગૃહસ્થને સાધુ આવવા જવાનું કહે તો અઢાર માંહિલું કિયું પાપ લાગે ?" ત્યારે તે કહે કે, ગૃહસ્થને આવવું કેમ કહે ? તો તેના દાનમાં પુન્ય કેમ કહે ? આવવા જવાનું કહેવાથી તેના પાપની અનુમોદના આવે. એમ દાતારને પણ પાપની અનુમોદના આવે. જે લેવું દેવું બેહુ અવ્રતમાં છે.

વળી પડિમાધારી પાંચમે ગુણઠાણે છે કે, છઠ્ઠે ગુણઠાણે છે ? ત્યારે કહે છઠ્ઠે નહિ. તો પાંચમાવાળાને આપવાથી સાવદ્ય પુન્ય છે. નિર્વદ્ય નહી. તે દાનમાં કેમ ભળે ? તથા ચતુર્વિધ સંઘની હેત વાત્સલ્યતાથી સનત્કુમાર ઇંદ્રિ થયા કહ્યું, પણ આઠ દાનથી થયા એમ ન કહ્યું. તે માટે ધર્મ દાનમાં છે અને શ્રાવકને એકાંત ધર્મપક્ષમાં ન કહ્યા. વ્રતાવ્રતિ કહ્યા છે. તે માટે કસરમાં મળશે. બીજામાં નહી. તથા સાધુનું દાન તે સંયમનું ઓઠું છે, તે માટે ધર્મ છે, શ્રાવકનું દાન તે સંયમાસંયમનું ઓઠું છે પણ સંયમ ઘણો છે તે માટે જ્ઞેય પદાર્થ છે અને આઠ દા[illegible] મિથ્યાત્વિનાં તે અસંયમનું ઓઠું છે, તે માટે પાપમાં જ છે. [illegible]નુકંપા પ્રમુખ ઉપજે, તે ધર્મનું કારણ છે. તે કારણ મ[illegible]ુન્ય પણ છે. કાર્યમાં પુન્ય પાપ બેહુ દેખાય છે.

હવે સરવાળે સાધુ ધર્મપક્ષમાં છે અને તેનું દાન પણ ધર્મપક્ષમાં છે. શ્રાવક ધર્માધર્મ પક્ષમાં છે. તેનું દાન પણ ધર્માધર્મ પક્ષમાં છે. કોઈ કોઈ સૂત્રમાં ધર્મપક્ષમાં જ ઘાલ્યા છે.

તે ન્યાયે દાન પણ એમ જ અને ક્રિયાના કરનાર મિથ્યા
ત્વિ તે પણ મિશ્રપક્ષમાં કહ્યા, તેનું દાન પણ મિશ્રપક્ષમાં જ
છે. પરંતુ નિશ્ચે નયે તેને અધર્મપક્ષમાં ઘાલ્યા, તે ન્યાયે ત્હા
રૂં દાન પણ અધર્મપક્ષમાં જ છે. વળી આર્દ્રકુમારે કહ્યું. "બ્રા
હ્મણો, તમને જમાડ્યાથી નરકે જાય." વળી શ્રી ઉત્તરાધ્યય
ન સૂત્રના ચૌદમા અધ્યયનમાં ભૃગુના પુત્રોએ કહ્યું. "भुत्ता
दियान्ति तित्तमंतमेणं" ઇતિવચનાત્. અને કુપાત્ર તે નિશ્ચે વ્ય
વહારે સદા અધર્મપક્ષમાં છે. તેનું દાન પણ પંદરમા કર્માદા
નમાં છે. સાતમું અધર્મદાનમાં છે, અને જે શ્રાવકને નમ
સ્કાર કરે, તે પણ એમ જ છે. એ નવ પુન્ય સરખાં છે તે
માટે. તથા કોઈ એમ કહે કે, નમસ્કાર તો પાંચ પદને કરવા
નું કહ્યું છે. શેષ નમસ્કાર મિથ્યાત્વિની કરણી છે. તે શ્રાવક
ને નમસ્કાર કેમ કરે ? તેનો ઉત્તર કે, એક નયે શ્રાવક પાંચ
પદમાં છે, જે કારણ માટે સાધુ સર્વ થકી સત્તાવીશ ગુણધા
રી છે, અને દેશ થકી સત્તાવીશ ગુણ શ્રાવકને પણ લાભે છે.
તે કારણ માટે ગુણની અપેક્ષાએ પાંચ પદમાં છે અને જો
શ્રાવકના વિનયમાં પુન્ય હોય તો સાધુ કેમ ન કરે ? ત્યારે ક
હે કે, આર્યાને કેમ ન કરે ? તેને એમ કહેવું કે, સાધ્વને
સદા ભાવે વંદણા કરે છે પણ ન્હાના મ્હોટાનો વ્યવહાર રા
ખવા માટે દ્રવ્યે ન કરે, અને શ્રાવકને તો ભાવે પણ વંદણા
ન કરે તે માટે પુન્ય ન કહેવું; અને જો શ્રાવકના વિનયમાં પા
પ હોય તો, ભગવંતે શ્રાવકનો વિનયમૂળ ધર્મ કેમ ન કહ્યો ?
વળી શ્રી ભગવતિસૂત્રમાં ઉત્પલાએ પુષ્કળી શ્રાવકને વંદણા
કેમ કરી ? વળી ભગવંતના મુખ આગળ શંખજી ઉપર કો

ધ કરતાં ભગવંતે વારચા. પાપ જાણીને નિષેધ્યા. જો વંદણા કરતાં પાપ હોત તો વારચા કેમ નહી ? પાપ કરતાં વારે તે સાધુનો આચાર છે. તે કારણ માટે પાપ નહી. વળી અંબડ જીના શિષ્યે અંબડજીને વંદણા કેમ કરી ? સૂત્રમાં ઠામ ઠામ સાધર્મિનો વિનય કરવો કહ્યો છે. ચતુર્વિધસંઘના વિનયમાં ઘણા ગુણ કહ્યા છે. તે માટે વિનય ઉત્થાપવો નહી. શ્રાવક તો મ્હોટી વાત છે, પણ સૂત્રમાં તો દેવતા, મનુષ્ય અને તિર્યંચ એ ત્રણેના વિનયમાં બહોળું સુખ કહ્યું છે અને જો માતા પિતાનો વિનય કરે તો ચૌદ હજાર વર્ષને આઉખે દેવતામાં ઉપજે. તે માટે વિનયપણાનું જેટલું પ્રભાવપણું તેટલો સર્વ જીવને ગુણ છે, અને સર્વ જીવને સમયે સમયે પુન્ય બંધાય છે. તે પુન્યની કરણી તો નવ પ્રકારની છે. તે કારણ માટે જેટલા દેવાના, નરમાશના તથા અનુમોદનાના ગુણ, શુભ પ્રણામ તે સર્વથી નિશ્ચે પુન્ય બંધાય છે. મિથ્યાત્વની કરણી કરતાં પણ પુન્યનો ભેળ છે. પંચાગ્નિ સાધતાં હિંસા તે પાપ, કાયકલેશ તે નિર્જ્જરા. કાયપુન્ય હોય છે. તથા બારમા અતિથિસંવિભાગ વ્રતમાં અહંકાર ભાવે દાન દે, તેને અતિચાર કહ્યો. ત્યાં બે વાનાં છે. તથા શ્રી ભગવતિ સૂત્રના સાતમા શતકના દશમા ઉદ્દેશામાં કહ્યું છે કે, લ્હાય બૂઝવે ( હોલવે ) તે અલ્પકર્મિ, અને લ્હાય લગાડે તે ભારેકર્મિ. તે માટે જીવરક્ષાને ભાવે પુન્યપ્રકૃતિનો બંધ કહ્યો. તો પણ બેવાનાં પ્રત્યક્ષ જણાય છે. ત[illegible] યે શ્રી અનુયેગદ્વાર સૂત્રને વિષે સંસારી વિનયમ[illegible] ણું કહ્યું તે કારણ માટે એકાંત નય ખેંચવી [illegible] વ પ્રકાર

પુન્યની ઓળખાણ કહી.

હવે પાપ પદાર્થની ઓળખાણ કહે છે. ત્યાં પાપના બે ભેદ. ૧ દ્રવ્યપાપ ને ૨ ભાવપાપ. તે બેહુની ઓળખાણ કહે છે. પૂર્વે જે જીવે મોહનીકર્મની છવીશ પ્રકૃતિ બાંધી છે, તે સત્તામાં પડી છે તે ઉદય આવ્યાં થકાં પાપ કરવાની મતિ ઉપજે. તે માટે જે કર્મના ઉદય થકી પાપના પ્રણામ ઉપજે, તે કર્મને દ્રવ્યપાપ કહીએ. તે પણ ચોફરશી પુદ્ગળ છે. તેના ઉદયથી જે જીવની હિંસા કરવી, તથા જૂઠું બોલવું ઇત્યાદિ અશુભ પ્રણામ ઉપન્યા, તે અશુભ અધ્યવસાયને ભાવપાપ કહીએ. તે અરૂપિ છે. તે પ્રણામ થકી જે જીવહિંસાદિક ક્રિયા કરે, તે ક્રિયાને યોગ વ્યાપાર પ્રવર્તવા આશ્રી દ્રવ્યપાપ કહીએ. આરંભ તે આઠ ફરશી છે. તેને પણ એક નયે પાપ કહીએ. તે કર્ત્તવ્ય કરચા થકી જે સાત આઠ કર્મના અશુભવર્ણાદિ સહિત અનંતપ્રદેશીયા ખંધ, જીવને આવી લાગે, તે પુદ્ગળ ચોફરશી છે. તેને પણ દ્રવ્યપાપ કહીએ. તે પ્રકૃતિ ઉદય આવ્યાં જીવને નીચગોત્ર, ધન ધાન્ય નાશ, દુઃખ દારિદ્ર અશાતા ઉપજે, તે પાપનાં ફળ છે.

હવે નય આશ્રી જોતાં તો ધન ધાન્યાદિક સોનુ રૂપું પ્રમુખ નવવિધ દ્રવ્યપરિગ્રહ કહીએ. પરિગ્રહ તે પાપ. તે ન્યાયે ધન ધાન્યાદિ પણ દ્રવ્યપરિગ્રહ આઠફરશી કહીએ. જો તે પરિગ્રહને એકાંતે પાપ થાપે તો ભરત ચક્રવર્ત્તિને ઘરેણાં પહેરચાં થકાં જ કેવળજ્ઞાન કેમ ઉપન્યું ? પાપ છતાં તો કેવળજ્ઞાન ઉપજે નહી. એ ન્યાયે એ દ્રવ્ય પરિગ્રહથી વસ્તુ ન રોકે. એને વિષે મમત્વભાવ તે પરિગ્રહ કહીએ. એ મમ

ત્વભાવથી વસ્તુ અટકે, દ્રવ્ય પરિગ્રહથી અનેરા સાધુ સંભો ગ ન કરે. દ્રવ્યલિંગ રહિત સાધુને દેવતા પણ ન વાંદે. જેમ અન્યમતિમાં ગૃહસ્થના વેષમાં જ્ઞાન ઉપજે, દેવતા સાધુનાં ઉપગરણ આપે. પહેરચા પછી વંદણા કરે. તે માટે દ્રવ્ય પ ણ એક ન્યાયે લેખામાં ગણવો. એ ઉપચારિક નય કહી.

હવે મુખ્ય નય કહે છે. જીવઘાતાદિક કરવાથી જે અ શુભકર્મ બાંધ્યાં, તે ચૌફરશી પુદ્ગળ પારિણામિક ભાવમાં વર્ત્તે છે, તે દ્રવ્યપાપ કહીએ; અને જ્યારે તે પ્રકૃતિ ઉદય આવે, ત્યારે ભાવપાપ કહીએ. સૂત્રમાં ઠામ ઠામ અઢાર પા પને ચૌફરશી કહ્યાં છે, તે ન્યાયે અજીવ પ્રણામ જ જાણવો. હવે અઢાર પાપસ્થાનકનાં નામ અને તેના અર્થ પ્રસિદ્ધ છે, તે "ग्रंथभूयस्त्वभयानास्मामिः लिख्यते." ઇતિ પાપની ઓ ળખાણ કહી.

હવે આશ્રવની ઓળખાણ કહે છે. આશ્રવના બે ભેદ. ૧ દ્રવ્ય આશ્રવ અને ૨ ભાવ આશ્રવ. ત્યાં દ્રવ્ય આશ્રવ તે શું? પૂર્વે જીવે મિથ્યાત્વમોહનીયાદિ મોહનીકર્મની છવીશ પ્રકૃતિ બાંધી છે, તે પ્રકૃતિને દ્રવ્ય આશ્રવ કહીએ. તે પ્રકૃતિ ના પ્રયોગથી જીવના અધ્યવસાય ઉપજે, તે ભાવ આશ્રવ કહીએ. તે ભાવ આશ્રવના યોગથી નવાં શુભાશુભ કર્મ આ વે, તે આવતાં કર્મને શ્રી ઉવવાઈ તથા પ્રશ્નવ્યાકરણ સૂત્ર ને ન્યાયે દ્રવ્ય આશ્રવ કહીએ. ઇહાં કોઈ કહે કે, દ્રવ્ય મિ થ્યાત્વ, દ્રવ્યયોગ તે અજીવ પુદ્ગળ છે, પણ આશ્રવ નહી. તે વાત પણ વિરૂદ્ધ દેખાય છે. જે માટે દ્રવ્ય આશ્રવ ન ગ ણો તો યોગ આશ્રવ કેમ કહો છો? મિથ્યાત્વ આશ્રવ કેમ

કહો ? ભાવ મિથ્યાત્વ કેમ ન કહો ? જો યોગ આશ્રવ કહેશો, તો દ્રવ્ય યોગ આશ્રવ ઠરશે. ભાવ યોગ આશ્રવ ઠરશે. તથા કોઈ કહે કે, દ્રવ્ય આશ્રવ છે પણ ગણવો નહી. તેને એમ કહેવું કે, જો છે તો કેમ ન ગણીએ ? તથા કોઈ કહે કે, "દ્રવ્ય ભાવ આશ્રવ તો છે, પણ આવતાં કર્મ તે આશ્રવ નહી. તે શ્રી આચારાંગસૂત્રના પચ્ચીશમા અધ્યયનમાં ઓઘના બે ભેદ–દ્રવ્ય ઓઘ તે પાણીનો પ્રવાહ અને ભાવઓઘ તે, મિથ્યાત્વાદિકે કર્મજળનો પ્રવાહ આવે તે. વળી શ્રી ભગવતિ સૂત્રના ત્રીજા શતકના ત્રીજા ઉદ્દેશામાં મંડિત પુત્રને કહ્યું કે, "જેમ છિદ્ર સહિત નાવા પાણીમાં ચલાવે, ત્યારે તે નાવા આશ્રવદ્વારે કરી પૂરાઇ જતી થકી પાણીમાં નીચે બેસે." તે ન્યાયે આવતાં કર્મને આશ્રવ કહ્યો. જે કારણ માટે બારણાથી નાવા ભરાતી નથી, નાવા તો પાણીથી ભરાય છે, તેમ જીવ પણ અશુભ ભાવથી ભારે થતો નથી. નવાં કર્મરૂપ આશ્રવ આવે છે તેથી ભારે થાય છે. એ ન્યાયે આવતાં કર્મને આશ્રવ કહીએ. આવતાં કર્મને આશ્રવ ન ગણે તો, ભગવતિ સૂત્રનો પાઠ ઉત્થાપે. તેથી તે પણ ગણવો. તે દ્રવ્ય આશ્રવના ઉદયથી ભાવ આશ્રવ નિપજે. ભાવઆશ્રવથી દ્રવ્ય આશ્રવ નિપજે. ઇહિાં ઈંડાંને કૂકડીનું દૃષ્ટાંત જાણવું.

તે આશ્રવના પાંચ ભેદ. મિથ્યાત્વ તે પૂર્વે જે જીવે મિથ્યાત્વની કર્મ બાંધ્યું, તે દ્રવ્ય મિથ્યાત્વ. તેના ઉદયથી અતત્વને વિષે તત્ત્વની બુદ્ધિ, તત્ત્વને વિષે અતત્ત્વની બુદ્ધિ એવી શ્રદ્ધા ઉપજે, તે મિથ્યાદષ્ટિ કહોએ. ભાવમિથ્યાત્વ તેના ઉદયથી શુભાશુભ ક્રિયા કરે, તેથી શુભાશુભ કર્મ આ

વે, એમ અપ્રત્યાખ્યાનીની ચોકડીને અવ્રતી કહીએ. તથા એક નયે પ્રત્યાખ્યાનીને પણ કહીએ. અપ્રત્યાખ્યાની ચોકડીનો ઉદય ચોથા ગુણઠાણા સુધી છે. તે કારણ માટે ચોથા ગુણઠાણાવાળાને અસંયતિ, અવ્રતિ, અપચ્ચખ્ખાણી, અધર્મિયા કહ્યા. તે ઉપરાંત પાંચમે ગુણઠાણે અપ્રત્યાખાની ન કહીએ. શ્રી ભગવતિ સૂત્રના પહેલા શતકના બીજા ઉદ્દેશામાં પાંચમે ગુણઠાણે અવ્રતિગઢ કહી, તથા શ્રી પન્નવણા સૂત્રમાં પાંચમે ગુણઠાણે અપચ્ચખ્ખાણા ક્રિયા કહી. પાચમું ગુણઠાણું વ્રતાવ્રતિ, ધર્માધર્મિ, પચ્ચખ્ખાણાપચ્ચખ્ખાણી, બાળ પંડિત સુતજાગરા, સંયતાસંયતિ કહીએ. તથા શ્રી ભગવતિ સૂત્રના શતક ઉદ્દેશે છઠ્ઠે અવ્રતની ક્રિયા લાગતી કહી છે. કર્મગ્રંથાદિ ગ્રંથમાં પણ શ્રાવકને અગીઆર અવ્રત કહી છે. એક ત્રસની અવ્રત ટાળો છે. છઠ્ઠા ગુણઠાણા ઉપરાંત અપ્રત્યાખ્યાની પ્રત્યાખ્યાની નહિ. તે કારણ માટે વ્રતિ, ધર્મિ, સંયતિ, પચ્ચખ્ખાણી, પંડિતજાગરા કરીએ. શેષ નવ નોકષાય સંજળની ચોકડી રહી છે. તેને અવ્રત ન કહીએ. તેથી સાધુના કર્ત્તવ્યમાં અવ્રત નહી. સાધુ જે ઉઠે, બેસે, હાલે ચાલે, ભોજન ભાષા પ્રમુખ કરે છે, તે સર્વ પ્રમાદ કષાય યોગને ઉદયે છે. તે આશ્રવ છે. નિશ્ચયમાં છાંડવા યોગ્ય છે. સર્વ યોગ વ્યાપાર છાંડવાથી મોક્ષ જશે. તે કારણ માટે કેટલાએક એમ કહે છે કે, સાધુનો આહાર વ્રતીમાં છે. તે વાત પ્રમાણ જણાતી નથી. જે માટે વ્રતનો ત્યાગ કરવો નહિ, અને આહારનો ત્યાગ કરવો. વ્રત તો ઘણાં ઘણાં કરવાં અને કરતાં હરખ રાખવો. કરચા પછી પણ અનુમોદના કરવી,

અને આહાર તો ઘણો ઘણો ન કરવો. શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના સત્તરમા અધ્યયનમાં પાપશ્રમણ કહ્યો. આહાર કરતાં હર્ષ રાખવો નહી, અને હર્ષ રાખે તો ચારિત્રને અંગારા સરખું કરે. (સુડતાળીસ દોષ તેમાં માંડલાના દોષ મધ્યે કહ્યું છે) અને અનુમોદે પણ નહી. વ્રત કરતાં તો એમ જાણે કે, ધન્ય જે હું વ્રત આદરૂં છું તથા જે વ્રત આદરે તેને ધન્ય. એમ ચિંતવે; પણ આહાર કરતાં એમ ન ચિંતવે.

હવે સાધુ આહાર કરતાં એમ ચિંતવે કે, આહાર તજે તેને ધન્ય. હું પણ આહાર તજીશ તે દિવસ ધન્ય, પણ મ્હારી શક્તિ વેદના ખમવાની નથી તથા મુક્તિરૂપ વૈયાવચ્ચ પ્રમુખ કરવાની શક્તિ નથી તેથી કરૂં છું. એમ ચિંતવતો આહાર ભોગવે. શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના છવીશમા અધ્યયનમાં કહ્યું છે કે, મુનિ છ કારણે આહાર કરે છે અને વ્રત તો શા કારણે ન કરે? વળી વ્રત તો ત્યાગે કે ભાગે. આહાર ત્યાગે કે ભાગે. ત્યાં આહાર તો ભોગ રૂપ છે. અને વ્રત તો ત્યાગ રૂપ છે. વળી વ્રત તો અરૂપિ છે, આહાર રૂપિ છે. વ્રતના બે ભેદ-૧ દેશવ્રતિ, ૨ સર્વવ્રતિ એ બેમાં કિયો? તથા ધર્મના જ્ઞાનાદિક ચાર ભેદ. તે આહાર શેમાં? ધર્મ તો અપુદ્ગળ, આહાર તે પુદ્ગળ. કોઈ કહે કે, કૂરગડુઋષિ આહારને દુગંછતા થકા કેવળજ્ઞાન પામ્યા, ઢંઢણ ઋષિએ આહાર પરઠવતાં કેવળજ્ઞાન પ્રાપ્ત કરચું. ધર્મને કોણ લઈ જાય? આહારના ગૃદ્ધપણાથી મંગુ આચાર્ય વિરાધક થયા. શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના છઠ્ઠા અધ્યયનમાં "ढगंछी अप्पणो पाए, दिन्नं भुंजिज्ज भोयणं." ઇતિ વચનાત્. તથા શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના ઓગણ

ત્રીશમા અધ્યયનમાં ભાતનાં પચ્ચખ્ખાણ કરવાથી અનેક ભવ નાસે. તથા તે જ સૂત્રના ત્રીશમા અધ્યયનમાં તપ કરવા થી અનેક ક્રોડ ભવ ખપાવે. વળી સાધુ આહાર કરે. શ્રી જ્ઞાતાસૂત્રમાં ધનાવહ શેઠે પોતાના સ્વાર્થ માટે વિજય ચોરને અન્ન દીધું, તેમ સાધુ પણ આપણી અબાધા ટાળવા માટે ચોર સરખી કાયાને આહાર આપે. જેમ ઉત્પલાવધંસીને અધિકારે મૂળદેવ રાજાએ ઘણો માલ ઘટાડવા માટે મંડિત ચોરને આહાર આપ્યો, તેમ સાધુ પણ જ્ઞાનાદિક માલ ઘણો કાઢવા માટે કાયા રૂપ ચોરને આહાર આપે છે. વળી શ્રી સૂયગડાંગ સૂત્રના સત્તરમા અધ્યયનમાં જેમ ગૃહસ્થ ભાર વહેતાં સુધી ગાડાને ઊંજણ દે, તેમ સાધુ સંયમ ભાર વહેવા સુધી કાયાને આહાર દે. વળી શ્રી જ્ઞાતાસૂત્રના અઢારમા અધ્યયનમાં જેમ ધન્નાશેઠે રાજગૃહીએ પહોચવા માટે સુસમા પુત્રીનું માંસ ખાધું, તેમ મોક્ષ નગરે પહોચવા માટે મૃત્યુ પામેલી કાયાનો આહાર કરે છે. તે માટે સાધુનો આહાર વ્રતમાં કહે, તે સૂત્રથી વિરૂદ્ધ દેખાય છે. શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના અઢારમા અધ્યયનમાં સાધુને તપોધન કહ્યા, પણ ખાવાવાળાને ન કહ્યા. શ્રી ઠાણાંગ સૂત્રના ત્રીજે ઠાણે સાધુને ત્રીજે મનોર્થ સંલેહણા કરૂં, આહાર છોડીશું તે દિવસ ધન્ય થશે. વ્રત હોય તો એમ ન કહે. વળી ધર્મના બે ભેદ. ૧ શ્રુતધર્મ અને ૨ ચારિત્રધર્મ. પણ આહારધર્મ ન કહ્યો. તથા કોઇક સાધુના આહારને અવ્રતમાં કહે છે તે વાત પણ એકાંત મળતી દેખાતી નથી. કારણ કે, સાધુને અવ્રતની ક્રિયા ટળી છે, સાધુ સર્વવ્રતી છે. ત્યાં અવ્રત કયિ રહી ? છઠ્ઠે ગુણઠાણે બાર માંહિલી એકેય

અવ્રત નહી. શ્રી પન્નવણાસૂત્રના બારમા પદમાં અવ્રતને અપ
ચ્ચખ્ખાણી લાગે. આગળ નહી. એમ શ્રી ભગવતિ સૂત્રના
પહેલા શતકના બીજા ઉદ્દેશામાં તથા પન્નવણા સૂત્રના સત્તર
મા પદમાં તથા ભગવતિ સૂત્રના સોળમા શતકના પહેલા
ઉદ્દેશામાં આહારિક નિપજાવવો આધકરણી, તે "पमायं पडु
च" કહ્યો. તથા શ્રી ભગવતિ સૂત્રના ત્રીજા શતકના ત્રીજા
ઉદ્દેશામાં સાધુને પ્રમાદના યોગની ક્રિયા કહી, વળી શ્રી સુ
યગડાંગ સૂત્રના અઢારમા અધ્યયનમાં અવ્રત " पडुच्च बाले
आहिज्जइ " ઇત્યાદિ, અવ્રતમાંનું તો બાળપણું ઠરશે, તેરમા
સુધી બાળપણું હશે તે તો નથી. વળી શ્રી સૂયગડાંગ સૂ
ત્રના અઢારમા અધ્યયનમાં સાધુને ધર્મપક્ષમાં કહ્યા છે, પ
ણ મિશ્રપક્ષમાં નહી. એમ ગણીએ છીએ. તે માટે અવ્રતમાં
પણ ન કહેવો. તથા કેટલાએક સાધુનો આહાર પ્રમાદમાં કહે
છે. તે પણ શુદ્ધ વચન નથી દેખાતું. જે માટે પ્રમાદ તો છઠ્ઠા ગુ
ણઠાણા સુધી છે ઉપરાંત નથી, અને આહાર તો તેરમા ગુ
ણઠાણા સુધી છે. તો સાધુનો આહાર શેમાં છે ? ત્યાં વ્યવ
હાર નયે તો સાધુનો આહાર નિર્વદ્ય છે. સાવદ્ય આહારનો તો
સાધુને ત્યાગ છે. પાપ રહિત છે, મોક્ષ સાધવાનો હેતુ છે.
શ્રી દશવૈકાળિક સૂત્રના પાંચમા અધ્યયનના પહેલા ઉદ્દેશા
ને ન્યાયે " मोक्ख साहण हेउस्स " ઇતિ વચનાત્. ધર્મનો સ
હાય્ય છે. સંયમનું ઓઠું છે. તેમાટે કારણને કાર્યે એક વિચારતાં
વ્યવહાર નયે ધર્મ કહીએ. તથા શ્રી ભગવતિ સૂત્રના સોળ
મા શતકના ચોથા ઉદ્દેશામાં "अन्नगलाय" શ્રમણ નિર્ગ્રંથ
આહાર કરતો, સો વરસમાં નારકીનો જીવ જે કર્મ તોડે, તે

થી પણ આધિક કર્મ તોડે. તથા શ્રી દશવૈકાળિક સૂત્રના ચોથા અધ્યયનમાં "जयं भुंजंतो भासंतो" ઇતિ વચનાત્. એમ નિશ્ચે નયમાં સાધુનો આહાર આશ્રવમાં. શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના ઓગણત્રીશમા અધ્યયનમાં "पच्चख्खाणेणं आसवदाराइंरुंभइ" ઇતિ વચનાત્. પચ્ચખ્ખાણ કરવાથી આશ્રવ રોકાય, અને તે આશ્રવ જાણીને ત્યાગ કરે છે. સંવરનાં પચ્ચખ્ખાણ તો કદિ થાય જ નહી, જો આહારમાં પાપ હોય તો સાધુને પાપ કરવું નહી. જો ધર્મ હોય તો સાધુને છોડવો નહી. તે કારણ માટે સંયમનું ઓઠું છે; અને આશ્રવમાં છે.

વળી શ્રી ભગવતિ સૂત્રના પહેલા શતકના ત્રીજા ઉદ્દેશામાં તેર આંતરામાં કહ્યું છે. સાધુ પોરશી પ્રમુખ કરે, તે પ્રમાદ ટાળવા માટે. તે યુક્ત. એમ છઠ્ઠે ગુણઠાણે આહારનાં પચ્ચખ્ખાણ કરે છે તે પ્રમાદ ટાળવા માટે કરે છે. ઉપરાંત પચ્ચખ્ખાણ કરતા નથી. એમ સાધુનાં ઉપગરણ રજોહરણ, કપડાં, પાત્ર, મુહપત્તિ પ્રમુખ પણ રાખે છે. તે શીત તાપ ખમવાની સમર્થાઈ નહિ તેથી રાખે છે. તે શ્રી પ્રશ્નવ્યાકરણ સૂત્રના દશમા અધ્યયનમાં "एगंपियंसंजमस्सउववुहणठयाए" એ પણ સંયમ ભાર નિર્વાહને માટે છે, તે માટે વ્યવહાર નયે તો ધર્મ ઉપગરણ છે અને નિશ્ચે નયે તો સર્વ આશ્રવ છે. શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના ઓગણત્રીશમા અધ્યયનમાં "उवहिपच्चख्खाणेणं अपलिमंथंजणयइ" ઉપાધ છોડવાથી પલિમંથ ટળે. તો ઉપધિ રાખવાથી તો પલિમંથ નિપજે છે. ત્યાં એમ કહ્યું છે. વળી ઠેકાણે ઠેકાણે અચેલપણું ભલું કહ્યું છે. ત્યાં સાધુ રાખે છે, તે તો ધર્મોપગરણ જાણીને રાખે છે, અને ત્યાગે તો

આશ્રવ જાણીને ત્યાગે છે.

ઇહિાં કોઈ એમ કહે કે, આશ્રવના તો પાંચ ભેદ છે, તે માં સાધુનો ભેદ ક્રિયા આશ્રવમાં છે? તેને એમ કહેવું કે, પાંચમા જોગ આશ્રવમાં છે. ચાલવું, ઉઠવું, બેસવું, સૂવું, ભોજન, ભાષા એ છ યોગ વ્યાપાર છે. તે અસમર્થાઈ છે ત્યારે સેવે છે. એ છૂટવાથી મુક્તિ જશે. આશ્રવ ટળશે. શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના ઓગણત્રીશમા અધ્યયનમાં "जोग पच्चक्खाणेणं अजोगितं जणयइ, अजोगीणं जीवे णवं कम्मं न बंधइ, पुव्वं बंधं च निज्जरइ. ઇતિ વચનાત્. ત્યાં મૂળ ગમ્માએ આહાર તો યોગ્ય વ્યાપારમાં છે, પણ કરતાં અનેરાને આશ્રવ લાગે. જેમ શ્રી ભગવતિ સૂત્રના પાંચમા શતકના છઠ્ઠા ઉદ્દેશામાં કરિયાણું વેચતાં સમ્યક્દૃષ્ટિને ચાર ક્રિયા કહી, મિથ્યાત્વિને પાંચ ક્રિયા કહી. જો કે, વ્યાપાર તો મિથ્યાત્વ નથી, પણ તે જીવ મિથ્યાત્વી છે તેથી મિથ્યાત્વ પણ લાગે. તે ન્યાયે કેવળી આહાર ત્યાં યોગ આશ્રવ લાગે. પ્રમાદી સાધુને ત્રણ લાગે. અવ્રતીને ચાર લાગે, મિથ્યાત્વિને પાંચ લાગે, તેથી પ્રમાદી સાધુને આહાર કરતાં પ્રમાદ પણ લાગે છે. તે ટાળવા માટે પચ્ચખ્ખાણ કરે છે. કોઈ કહે કે, ભગવંતે આશ્રવની આજ્ઞા કેમ આપી? આહારની આજ્ઞા તો ઠામ ઠામ છે. તેનો ઉત્તર—તે શુભયોગ તો આજ્ઞામાં છે તે માટે, પણ મિથ્યાત્વાદિ ચારની આજ્ઞા નહી. વીતરાગ અવ્રતી પ્રમાદની આજ્ઞા ન આપે. કોઈ કહે કે, આશ્રવ તો સંયમ રોધક છે. તેનો ઉત્તર—જે મિથ્યાત્વાદિ આશ્રવ, તે સંયમરોધક છે, પણ શુભયોગ તે સંયમને પુષ્ટ કરે છે. તે માટે સંયમનું ઓઠું

કહ્યું છે. કોઈ કહે આશ્રવ અવ્રત તો એક જ છે. તેને ઉત્તર–આશ્રવના પાંચ ભેદ. અવ્રતના કેટલા ? ચોથે ગુણઠાણે સમ્યક્ત્વ તે વ્રતમાં દશમે કષાય તે શેમાં ? એકેયમાં ન સમાય. તે માટે દશ બોલમાં સર્વ સમાય. બેમાં ન સમાય. દશ દ્વારનો સહસ્રભિગમ. તે બે તો દુર્ભિગમ. તે માટે સાધુના કર્ત્તવ્યમાં અવ્રત નહી. પાંચમા સુધી દેશ થકી છે. બાવીશ પ્રમાદ તે આશ્રવ. પૂર્વે સંજળની ચોકડી અને નવ કષાય કહ્યા. બ્રાહ્મભાયમાં આવે તે મરણને ઉદયે મમત્વપણું ઉપજે, તે પ્રમાદ કહીએ. તે કષાયનો જ ભેદ છે. પણ ઇહાં જૂદો ગણ્યો છે. તેના પાંચ ભેદ. મદ તે માનનો ઉદય, તેવીશ વિષય તે પાંચ ઇંદ્રિ, ત્રણ વેદ, રતિ, અરતિ, મોહનો ઉદય, કષાય તે ચાર, તે સ્વ ઉદય. ૩ નિદ્રા પાંચે. તે જ્ઞાનાવરણીને ઉદયે, વિકથા ચાર તે હાસ્ય, શોક, ભય, દુગંછાને ઉદયે છે. તથા પ્રમાદ છઠ્ઠે ગુણઠાણે છ કહ્યા. ૧ મદ, ૨ વિષય, ૩ કષાય, ૪ નિદ્રા, ૫ જુયો, ૬ પડિલેહણ એ છ પ્રમાદ છ ગુણઠાણા સુધી છે. તે પણ નિદ્રા લે છે. વિકથા કરવાનો સ્વભાવ પણ છે. શબ્દ વિષયનું વેદવું પણ છે. કષાય પણ ઉદય આવતો જણાય છે. માન પણ કરે છે, તથા ધર્મનાં કર્ત્તવ્ય કરતાં પણ મમત્વપણું ઉપજે છે, તેથી પ્રમાદ લાગે છે, પણ તેથી સાધુપણું ન જાય.

વળી વચમાં વચમાં સિદ્ધાંતાદિ ભણતાં વૈરાગ્યરસ ઉપજે છે. અપ્રમત્તભાવ આવે છે. તેથી વારંવાર સાતમે ગુણઠાણે ચઢે છે. તે થકી છઠ્ઠે પણ પડે છે, પરંતુ હેઠો ઉતરતો નથી, અને જો વારંવાર પ્રમાદમાં જ રહે તો, સાતમે ન ચડે તો હેઠા ઉતરવાનું ઠેકાણું છે. ઘણા પ્રમાદથી સાધુ

પણામાં અતિચાર લાગે. તે પ્રમાદ ટાળવાનો ખપ કરવો, પણ સેવવાનો ઉપાય ન કરવો. કેટલાએક મૂઢમતિ આણી સાંપ્રતકાળમાં સાધુને અતિચાર લાગતા દેખીને સાધુપણામાં શંકા ધરે છે. તે કહે છે કે, હમણાં સાધુપણું ક્યાં પળે છે? તે પણ અવ્યક્તવાદી જાણવા. નિન્હવના કેડાયત જાણવા. શ્રી ઠાણાંગસૂત્રના નવમા ઠાણામાં કહ્યું છે કે, જે એમ કહે તે ચાર ભેદની વિકથાના કરનાર છે. વળી સાધુપણામાં શંકા વેદે, તેને ત્રીજે ઠાણે "अहिया अणुहाए." કહ્યા છે. વળી શ્રી જ્ઞાતાસૂત્રમાં મોરલીના ઈંડાંને ન્યાયે જે પંચ મહાવ્રતમાં શંકા વેદે, તે પરલોકને વિષે ચાર સંઘમાં હીલણા પામે. પરભવે સંસારનાં અનંતાં દુઃખ પામે એમ કહ્યું છે.

વળી શ્રી ભગવતિસૂત્રના પચીશમા શતકના સાતમા ઉદ્દેશામાં છેદોપસ્થાપનીય ચારિત્રનો વિરહકાળ જઘન્ય ત્રેશઠ હજાર વરસનો કહ્યો. તે ન્યાયે પાંચમો આરો પૂરો થશે. તે દિવસ સુધી સાધુપણું રહેતું જણાય છે. વળી શ્રી ભગવતિસૂત્રના વીશમા શતકના આઠમા ઉદ્દેશામાં મહાવીરસ્વામી મુક્તિ ગયા પછી એકવીશ હજાર વરસ સુધી સાધુ, સાધવિ, શ્રાવક, શ્રાવિકા એ ચાર તીર્થ ચાલશે. તેથી હમણાં તો સાધુ છે જ. ઇહાં કેટલાએક એમ કહે છે કે, ભરતક્ષેત્રમાં સાધુ છે તો ખરા, પણ ઇહાં દેખાતા નથી; તેને એમ કહીએ કે, જો ઇહાં સાધુ નથી, તો શ્રાવક કોના પ્રતિબોધેલા હોય? અને એ પ્રત્યક્ષ આર્ય દેખાય છે કે, અનાર્ય? જો અનાર્ય છે, તો જૈનનાં સૂત્રો ક્યાંથી? અનાર્યમાં શ્રાવક ક્યાંથી? ઉત્તમ જાતિ વાણિયા બ્રાહ્મણ ક્યાંથી? અને જો આર્યદેશ છે, તો

આર્યમાં સાધુ કેમ નહી ? બીજા કિયા દેશ આર્ય છે ? તે દેખાડો. તથા શ્રી વૃહત્કલ્પ સૂત્રમાં સાધુને વિહાર કરવાની દિશા બતાવી છે કે, પૂર્વે અંગદેશ ચંપાનગરી, દક્ષિણે કોશંબી નગરી, પશ્ચિમે મથુરા નગરી તે સિંધની ધરતી, અને ઉત્તરે સાવત્થિ નગરી તે લાહોરની ધરતી. એ ધરતી ઉપરાંત જવું નહી. જાય તો જ્ઞાનાદિ ત્રણનો નાશ થાય. એ ન્યાયે તો આ દેશમાં જ સાધુ છે. બીજે ઠેકાણે નહી. ચતુર હશે તો પરીક્ષા કરી લેશે.

વળી કોઈ એમ કહે છે કે, સાધુ છે તો ત્રીજે પહોરે ગૌચરી કેમ ન કરે ? ગામમાં કેમ ઉતરે ? જોડ (કવિતા) કેમ કરે ? ચિત્રામણ કેમ કરે ? લખે કેમ ? સંભોગ ભેગો કેમ નહી ? પંચ મહાવ્રતમાં અતિચાર કેમ લગાડે ? કમાડ કેમ જડે (વાસે) ? નિત્ય ધોવણ કેમ લે ? અનેરા શ્રાવકને પૌષધ કેમ કરાવે ? હવે તેનો ઉત્તર કહે છે. જે ત્રીજે પહોરે ગૌચરી કહી, તે અધિકાઈ છે. પણ પહેલે પહોરે કોઇ ઠેકાણે નિષેધી નથી. શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના ત્રીશમા અધ્યયનમાં ચાર પહોરમાં ગૌચરી કરવાની કહી છે. શ્રી વૃહત્કલ્પ સૂત્રમાં ચાર આહાર માંહિલો કોઈ પણ આહાર પહેલા પહોરનો ચોથા પહોરે રાખવો ન કલ્પે, તો પહેલે પહોરે લાવવાનું તો ઠર્યું. એમ શ્રી નિશિત્થ સૂત્રના બારમા ઉદ્દેશામાં તથા દશવૈકાળિક સૂત્રના આઠમા અધ્યયનમાં સાધુ “ उगयम्मित्तिए अणंथमियसंकप्पे ” કહ્યા. વળી શ્રી દશવૈકાળિક સૂત્રના પાંચમા અધ્યયનના બીજા ઉદ્દેશામાં ગૌચરી લાવ્યા, તેથી ન સરે તો બીજી વાર જવું કહ્યું. શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના પહેલા અધ્યયનમાં તથા દશવૈકાળિક સૂ

ત્રના પાંચમા અધ્યયનના બીજા ઉદ્દેશામાં "कालं काले समा
यरे." જે ગામ નગરમાં, જે વખતે ભિક્ષાનો કાળ હોય, તે
વખતે ગૌચરીએ જવાનું કહ્યું છે. વળી શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર
ના છવીશમા અધ્યયનમાં ત્રીજી પૌરશીએ ગૌચરી કહી છે.
ગૌતમાદિ સાધુ પણ ત્રીજે પહોરે ગૌચરી ગયા જણાય છે. તે
ા પૂર્વની ધરતીમાં આજે પણ ત્રીજે પહોરે ભિક્ષાનો કાળ
ખાય છે. તે માટે ધોખ માર્ગમાં વ્યવહારે બહુળતાપણે ત્રી
જા પહોરની ભિક્ષા કરતાં પણ પહેલો પહોર નિષેધ્યો નહી. વળી
શ્રી આચારાંગ સૂત્રમાં ઉત્સર્ગ અપવાદ બે માર્ગ કહ્યા છે. તે
માં જિનકલ્પી સદાય ઉત્સર્ગ માર્ગ આદરે, અને સ્થવિરક
લ્પિ ઉત્સર્ગ અપવાદ અવસર દેખે તેમ કરે. બે માર્ગ ભગવં
તની આજ્ઞા ઉલ્લંઘે નહી. તેથી સાધુ ભલો અવસર દેખે તેમ
કરે. પોતાનાં વ્રત પચ્ચખ્ખાણ તો પોતાથી પળશે, બીજાનાં
પળાવ્યાથી ઠેઠ નહી નભે. પોતે પરભવથી ડરશે, તે તો ક
સર ટાળવાનો ઉપાય કરશે. સાધુ પોતે કેવા ભોળા છે? કે,
જે વિના કામે મ્હોટી કસર લગાડશે! અને જે કસર લગાડ
શે, તો તેને મુશ્કેલ થશે. એ પ્રથમ ઉત્તર થયો.

હવે ગામમાં ઉતરવા આશ્રી પૂછે તો શ્રી ભગવતિ
સૂત્રના પંદરમા શતકમાં ભગવંત શ્રી મહાવીરસ્વામીએ રા
જગૃહિ નગરીને વિષે નાલંદાપાડામાં ચોમાસાં કેમ કરચાં? વળી
શ્રી ઉપાસકદશા સૂત્રમાં શકડાલને પ્રતિબોધવા માટે પોલા
સપુરમાં કેમ ઉતરચા ? તથા શ્રી રાયપ્પસેણી સૂત્રમાં કેશી
કુમારે કહ્યું. "ચાર પ્રકારે ધર્મ ન પામે. ચાર પ્રકારે ધર્મ પા
મે. બાગમાં સાધુ ઉતરચા હોય ...ો વાંદવા ન જાય તો, ગા

મમાં ઉપાશ્રયે ઉતરચા ઘેર આવ્યા, માર્ગમાં મળ્યા પણ વં દણા ન કરે, તો ધર્મ ન પામે; અને એ ચારે સવળા કરચા થો ધર્મ પામે. વળી શ્રી વૃહત્કલ્પસૂત્રમાં કહ્યું છે કે, જે ઉપાશ્રયમાં ધાન્ય, ઘી, ગોળ, તેલ, દૂધ, દહિં, માખણ ઇત્યાદિ વિખરચાં હોય ત્યાં રહેવું નહી; અને ઉંચા હોય, મુદ્રા કરી છે ત્યાં રહેવું. ગામમાં રહેવાનું કયાં નિષેધ્યું છે ? તે દેખાડો? ત્યાં કોઇ કહે કે, આગળ સાધુ બાગમાં કેમ ઉતરચા? તેને એમ કહેવું કે, બાગમાં ઉતરે તે અધિક તપ. તે થકી પર્વત, ઉજડમાં રહે તો વિશેષ અધિક તપ છે, પણ ગામમાં રહેતાં દોષ નહી; અને જે ચોથે આરે ઘણા બહાર ઉતરતા, તે કાળ, ને પરાક્રમને પ્રભાવે. બહાર જગ્યા પણ ઘણી નિર્વદ્ય હતી. સાધુ મહા સંઘયણવંત શૂરવીર હતા, શ્રાવક પણ ધર્મિ હતા. તે બહાર વંદણા કરવા પણ જતા; અને સાંપ્રત કાળમાં તો દુષમ આરાને પ્રભાવે બહાર જગ્યા પણ થોડી દેખાય છે. સાધુનાં સંઘયણ મંદ પડચાં દેખાય છે. એવું શૂરપણું પણ નથી, શ્રાવક પણ અલ્પ ઋદ્ધિવંત ઘણા આળસુ દેખાય છે, તે માટે ગામમાં રહે છે.

હવે જોડ આશ્રી પૂછે તો, સાધુને જોડ કરવાનું કોઈ ઠેકાણે નિષેધ્યું નથી. જૂઠી જોડ નિષેધી છે. તે તો સાધુ ન કરે. શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના ઓગણત્રીશમા અધ્યયનના અર્થમાં તથા પ્રવચનસારોદ્ધાર ગ્રંથમાં સમકિતના આઠ પ્રભાવકમાં કહ્યું છે કે, કવિતા—જોડ કરવાની કળા હોય તો, જોડ કરીને જૈનમાર્ગ દીપાવે. વળી સાધુ “कुत्तियावणाभूया” સ્વસમય, પર સમયના જાણ હોય. વળી શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના

ઓગણત્રીશમા અધ્યયનમાં પણ બન્ને શાસ્ત્ર ભણવાં કહ્યાં
છે. તો આપણી કરેલી જોડનો સૂત્રના ન્યાયે શો અટકાવ છે
તથા શ્રી નંદીસૂત્રમાં વ્યાકરણ, ભાગવત, પુરાણાદિ મિથ્ય
ત્વિનાં શાસ્ત્ર કહ્યાં, તે સમ્યક્દૃષ્ટિ ભણે તો ધર્મશાસ્ત્ર કહ્યાં
વળી શ્રી ઠાણાંગસૂત્રના નવમા ઠાણામાં જ્યોતિષવિદ્યા પા
શાસ્ત્ર છે, તે સાધુ પુષ્ટ કારણે ભણે તો ધર્મશાસ્ત્ર છે. તે ન્ય.
યે. વળી જે એમ કહે કે, સાધુને વ્યાકરણ ન ભણવું. તેમ
બોલનારા પણ એકાંત દુર્નયના ખેંચનારા છે. તથા કોઈ એ
મ કહે કે, જે શબ્દશાસ્ત્ર ભણ્યા વિના ઉપદેશ દે છે, તે જ્ઞાના
વરણીય કર્મ ઉપરાજે છે અને તેના શ્રોતા દર્શનાવરણીય ક
ર્મ ઉપરાજે છે. જે એમ કહે છે તે પણ શાસ્ત્રના વિટંબક જા
ણવા. જે કારણ માટે ભગવંતની વાણી તો અર્દ્ધમાગધિ ભા
ષામાં છે. સંસ્કૃત ભાષા તો પાછળવાળાએ જોડી દેખાય છે;
અને વ્યાકરણાદિ તો સર્વે કોણ ભણ્યા છે ? તે તો કોઇક ભણ્યા
છે. તે શું સર્વ કર્મના ઉપરાજક છે ? તે વાત પણ રૂડી ન દેખાય;
પરંતુ ભણ્યામાં દોષ નથી અને ન ભણે તો અટકાવ નહીં.

વળી શ્રી ઠાણાંગ સૂત્રમાં તથા અનુયોગદ્વાર સૂત્રમાં ઋ
ષીશ્વરને પ્રશસ્ત ગાવું કહ્યું. ચાર પ્રકારની કાયમાં ગાવું ક
હ્યું છે. તે માટે સજ્ઝાય, સ્તવન, શ્લોક, દૃષ્ટાંત, કાવ્ય, પ્રસ્તા
વિક, સવૈયા, છંદ, ચોપાઈ, ચરિત્ર, કથા વિગેરે જે જે સિદ્ધાંત
થી મળતા હોય, તે તે વાંચવા, જોડવા, કહેવા અને ગાવાનો
અટકાવ નહીં. જે સિદ્ધાંતથી વિરૂદ્ધ હોય, તે સાધુને ન કહેવું,
ન જોડવું, ન સાંભળવું, તે માટે જોડ કરવાનો નિષેધ ન કરવો.

વળી ચિત્રામણ આશ્રી પૂછે તો જે ચિત્રામણ દેખતાં

રાગ ઉપજે, તે સાધુને ન જોવું, ન ચિતરવાં કે, ન દેખાડવાં. જે દીઠાથી જાણપણું વધે, તથા વૈરાગ્ય ઉપજે, તે ચિતરવા દેખાડવાનો દોષ નહી. વળી શ્રી નંદીસૂત્રમાં કહ્યું છે કે, "જે ઉપયોગવંત શ્રુતજ્ઞાની તે સર્વ દ્રવ્ય જાણે દેખે. ત્યાં અર્થ એમ ફેલાવ્યો છે. તે સ્વર્ગ નરકાદિ આકાર ભેદ ગુરૂયે શાસ્ત્રે કરીને જાણ્યા, તે જ આકાર આળેખી ગુરૂ નરક તથા દેવ વિમાનાદિ દેખાડે. તથા દીઠાં જ કહીએ. એ અક્ષર જોતાં તો ચિત્રામણનો અટકાવ દેખાતો નથી અને જે દીઠાં વિકાર ઉપજે, તે સ્ત્રી પ્રમુખના વિલાસનાં ચિત્રામણ ન દેખાડવાં.

હવે લખવા આશ્રી પૂછે તો પ્રશ્નવ્યાકરણે સાતમે અર્થમાં " जह्नणियं तह्यकम्मुणाहोइ " જેમ સત્ય ભણે, તેમ લખવાદિ ક્રિયા પણ સત્ય કરવી. વળી શ્રી નિશિત્થસૂત્રના વીશમા ઉદ્દેશામાં વિશાખા નામે આચાર્યે નિશિત્થસૂત્ર લખ્યું છે એમ કહ્યું. ગુણના નિધાન, જ્ઞાનાદિ સહિત એવા આચાર્યે લખ્યું તો બીજા સાધુનો શો વિશેષ? અને લખવું તે ધર્મની વૃદ્ધિને માટે છે, પણ પરિગ્રહ ખાતે લખતા નથી. વળી શ્રી દશવૈકાળિક સૂત્રના ચોથા અધ્યયનમાં પૃથ્વિ ઉપર લખવાનું નિષેધ્યું, પણ બીજા ઉપર લખવું નિષેધ્યું નથી અને જે મહા બુદ્ધિવંત હતા, તે પાનાં શા માટે રાખે? તે તો અલ્પ બુદ્ધિવાળાજીવોને શાસ્ત્ર વિના સૂઝે નહિ તે માટે અપવાદ માર્ગે લખતાં દોષ નહી. તથા શ્રી આચારાંગ સૂત્રના સાતમા અધ્યયનમાં કહ્યું છે કે, દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણે શાસ્ત્ર લખ્યાં છે તો બીજાને શું નિષેધ?

તથા કોઈ કહે કે, સાધુ ચસમા કેમ રાખે છે? તેને એ

મ કહેવું કે, ચસમા કિયે ઠેકાણે નિષેધ્યાં છે ? સૂત્રમાં તો કા
ચનાં પાત્ર નિષેધ્યાં છે. વસ્ત્રનાં, ચર્મનાં સત્તર જાતનાં પાત્ર
નિષેધ્યાં છે, પણ વસ્ત્ર,કાચ, ચર્મનો અટકાવ નહી. કોઈ કહે કે
કાચનાં પાત્ર કેમ હોય ? કાચ જ નિષેધ્યો છે તો વસ્ત્રનાં પા
ત્ર કેમ હોય ? વસ્ત્ર કેમ રાખે ? કોઈ કહે કાચનું તો મૂલ્ય ઉ
પજે, ધાતુ વસ્તુ છે. તો વસ્ત્ર પાત્ર પોથીનું શું મૂલ્ય નથી ઉ
પજતું ? કાચ કેઇ ધાતુમાં છે ? કોઈ કહે કાચ રાખવાનું કયાં
કહ્યું છે? તો પોથી, શ્યાહિ, હિંગળો, લેખણ, પાટીયાં રાખ
વાનાં કયાં ચાલ્યાં છે ? કોઇ કહે પોથી વિના તો ચાલે નહી.
એ તો જ્ઞાન નિમિત્તે છે. તો ચસમા વિના પણ ન ચાલે, તે
થી રાખે છે. જ્ઞાન નિમિત્તે વાંચવા માટે છે. જો પોથી રાખ
શે તો શાહિ, હિંગળો, લેખણ, ચસમા, પાટીયાં સર્વે ઠરશે.

હવે સંભોગ આશ્રી પૂછે તો સૂત્રમાં ટોળાં (ગચ્છ) જૂદાં
જૂદાં કેમ કહ્યાં ? શ્રી ભગવતિ સૂત્રના પહેલા શતકના ત્રીજા
ઉદ્દેશામાં તેર આંતરાંમાં આચાર્યના મત અભિપ્રાય જૂદા
જૂદા કેમ કહ્યા ? વળી શ્રી દશાશ્રુતસ્કંધ સૂત્રમાં કહ્યું કે, છ
મહિના પહેલાં ટોળું (ગચ્છ) છોડે તો સબળો દોષ લાગે. તો
ટોળાં જૂદાં તો છે. વળી શ્રી વૃહત્કલ્પસૂત્રમાં ધર્મવિધિ અધિ
ક દેખે તો સંવિભાગ કરવો, નહિ તો ન કરવો. વળી શ્રી ઉ
ત્તરાધ્યયન સૂત્રના દશમા અધ્યયનમાં પાંચમા આરામાં આ
ચાર્ય મહારાજ અનેક મતના દેખાડનારા થશે. વળી સોળ
સ્વપ્નમાં ત્રીજે સ્વપ્ને ચંદ્રમા ચાલણી જેવો દીઠો. તેથી આ
ચાર્યની સમાચારી જૂદી થશે. તેથી એકઠો સંવિભાગ કેમ રહે ?
સૂત્રમાં ઠામ ઠામ ટોળાં જૂદાં જૂદાં કહ્યાં છે. તે માટે એક ટોળા

ની આસ્તા ન રાખવી. ઘણા ટોળાના સાધુ સાધવિ ગુણવંત છે. કેઈ જઘન્ય, મધ્યમ ઉત્કૃષ્ટા છે. પણ તેમાં ગુણવંત છે. એક ટોળા ઉપર જૈનશાસન ન ચાલે. ઘણા સાધુની પ્રતિતી રાખશે તે સુખી થશે. એકાંત ખેંચે તે પ્રત્યનીક જાણવા. તથા કોઈ કહેકે, સાધુ કરે તો બારે સંભોગ કરે, નહિ તો એક પણ ન કરે. તે પણ સૂત્રના અજાણનું વચન જણાય છે. જે કારણ માટે શ્રી આચારાંગ સૂત્રના બીજા શ્રુતસ્કંધના સાતમા અધ્યયનમાં કહ્યું છે કે, સંભોગી સાધુ આવે તેને અસનાદિક ની આમંત્રણા કરવી, અને વિસંભોગી આવે તેને પાટ પાટલા બાજોઠાદિક દેવા. વળી શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના તેવીશમા અધ્યયનમાં કેશીકુમારે પણ ગૌતમસ્વામીને તૃણાદિકની આમંત્રણા કરી. તે કારણ માટે સંભોગ સઘળાનું કારણ નહી. જેટલો ખુશી પડે તેટલો કરો. એક બે ઉત્કૃષ્ટા બાર કરે. તથા કોઈ કહે કે, સાધુ તો એક પાત્રું રાખે. તેને ઉત્તર કે, સૂત્રમાં તો પાત્રાં શબ્દ કહ્યો તે જાતવાદી છે. તથા શ્રી આચારાંગ સૂત્રના બીજા શ્રુતસ્કંધના છઠ્ઠા અધ્યયનમાં કહ્યું છે કે, જે નિર્ગ્રંથ તરૂણ, જવાન ત્રીજા ચોથા આરાનો જન્મ્યો મહા સંઘયણવંત હોય, તે એક પાત્રું રાખે. એમ વસ્ત્ર પણ એક રાખે. તે તો અધિક સમર્થાઇનો પાઠ છે. બીજા ત્રણ પછેડી રાખે તો ત્રણ પાત્રાં કેમ ન રાખે? વળી શ્રી વ્યવહારસૂત્રના બીજા ઉદ્દેશામાં ત્રણ પાત્રાં કહ્યાં છે, તે માટે ત્રણ રાખે છે. વળી ઉવવાઈ, ઠાણાંગ અને ભગવતિ સૂત્રમાં એક વસ્ત્ર, એક પાત્ર રાખે તો અધિક તપ કહ્યો, પણ ત્રણ રાખે તો દોષ નહી. તથા હમણાં કાળને પ્રભાવે સંઘયણ મંદપણાથી કર્મ ગુરૂતરથી

વક્રજડતાઇપણાથી અતિચાર ઘણા લાગતા દેખાય છે. જે
થી એકેક નિર્બુદ્ધિ જીવને સાધુ ન સૂઝે, તે કહે કે, જે સાધુ
હોય તે એટલા દોષ કેમ સેવે ? તેનો ઉત્તર—સૂત્રમાં પાંચ ચા
રિત્ર અને છ નિર્ગ્રંથ કહ્યા છે. સાધુ સાધુ અનંત ભાગે હીણા
ઇત્યાદિ વિકલ્પ કેમ કહ્યો છે ? વળી શ્રી ઠાણાંગસૂત્રમાં ચાર
પ્રવ્રજ્યા કહી "ધનસંઘટ્ટીયसमाणा" ઇત્યાદિ અતિચાર રૂપ
કચરે કરી સહિત પ્રવ્રજ્યા કહી. વળી બકુશચારિત્ર શરીર,
ઉપકરણ વિભૂષાને કરવે શુદ્ધ અનેઅશુદ્ધ મિશ્રચારિત્ર કહ્યું.

વળી છેદોપસ્થાનિક મહાવીરસ્વામીનાસાધુનેસાતિચાર
અતિચાર સહિત છે. વળી સાતમે ગુણઠાણે છદ્મસ્થનાં સા
ત લક્ષણ કહ્યાં છે. તેમાં ૧ હિંસા કરે, ૨ મૃષા બોલે, ૩ અ
દત્ત લે, ૪ શબ્દાદિ વેદે, ૫ સદોષ આહાર લે, ૬ પૂજા સત્કા
ર વાંછે, ૭ વાગરે લીસો ન કરે. એ સાત સુલટાં લક્ષણ કેવ
ળીનાં કહ્યાં છે. વળી ચોથે ઠાણે ચાર પ્રકારે કેવળજ્ઞાન ન
ઉપજે. તે—૧ વારંવાર સ્ત્રીકથા, ૨ ભક્તકથા, ૩ દેશ કથા, ૪
રાજ કથા કરે. ૧ અશુદ્ધ આહારનું તજવું, ૨ કાઉસ્સગ્ગનું કરવું
તેથી આત્મા સમ્યક્‌ભાવે નહી. ૩ આગલી પાછલી રા
ત્રિએ ધર્મજાગરિકા ન કરે. ૪ શુદ્ધ સામુદાણી એષણીક ગૌચરી
ન કરે. વળી પાંચમા આરાના જીવ વાંકાને જડ કહ્યા. તે
થી પાંમવાનાં સમજાવવાં દોહિલાં કહ્યાં છે. તથા શ્રી ભગવતિ
સૂત્રના સાતમા શતકમાં સકષાઈ સાધુ દશમા ગુણઠાણા સુધી
તે સૂત્રને ન્યાયે ન ચાલે. વિપરીત ચાલે છે તે માટે સંપરાય
ક્રિયા લાગે. સાત આઠ કર્મ બાંધે. વીતરાગ ૧૧ મે, ૧૨ મે,
૧૩ મે ગુણઠાણે તે સૂત્રને ન્યાયે ચાલે. પરંતુ એક શાતાવેદ

ની બાંધે. તે માટે બે ઘડિ સુધી સૂત્રને ન્યાયે ચાલે તો નિશ્ચે કેવળજ્ઞાન ઉપજે.

વળી શ્રી કલ્પસૂત્રમાં પાંચમા આરાના જીવો ક્લેશ કરનારા, ઝગડા કરનારા, અસમાધિ કરનારા, ઉદ્વેગ કરનારા, બહુમુંડા "अप्पसमणाअविस्संति" કહ્યા છે. વળી શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના ઓગણત્રીશમા અધ્યયનમાં એકલાં "अप्प" કહે "अप्पपुमं" તમે કહ્યું હતું તો સાધુમાં પણ ક્લેશ કરવાનો સ્વભાવ દેખાય છે ત્યારે કહ્યું છે. વળો શ્રી દશાશ્રુતસ્કંધ સૂત્રમાં સાધર્મિનો ક્લેશ મટાડવો કહ્યો છે. વળી સોળ સ્વપ્નમાં સાધુ પણ મચ્છર ભરેલા થશે. ચૌદમે સ્વપ્ને રત્નની કાંતિ તેજે કરી હાણી દીઠી, તેના પ્રતાપે ભરતક્ષેત્ર અને ઐરવતક્ષેત્રના સાધુ ચારિત્ર રૂપ તેજે કરી હીણા દીઠા. ક્લેશ કરવે, અવિનય કરવે, એક એકના અવર્ણવાદ બોલશે. એમ કહ્યું છે. તે જુઓને સર્વે સાધુઓ સરખા કેમ હોય? કોઈમાં ઘણા ગુણ છે તો કોઈમાં થોડા ગુણ છે પણ એમાં જ સાધુ છે. અસાધુ નહો. હીરાની ખાણ તો એ જ છે. એમાં જ ગુણવંત છે. કોઈ લાખ રૂપિયાનો હીરો, તો કોઈ નવાણુ હજારનો હીરો, તો કોઈ થોડા ઘણા મૂલ્યનો હીરો પણ સાર એ જ છે. આગળ ચોથા આરામાં પણ સર્વે સરખા થયા નથી. પાર્શ્વનાથ ભગવાનની આર્યાએ હાથ પગ ધોયા તેને પણ ગચ્છ બહાર કહી નથી. સુભદ્રાએ છોકરા છોકરીને રમાડયા, ખેલાવ્યા, તેને પણ અસાધવિ ન કહી. તો કોઇક અતિચાર દેખી થોડા માટે સાધુને અસાધુ કહે છે તે ભારે વચનના બોલનાર દુર્લભબોધ જાણવા.

વળી શ્રી સૂયગડાંગ સૂત્રના બીજા શ્રુતસ્કંધના સાતમા અધ્યયનમાં કહ્યું છે કે, ગૌતમસ્વામીએ ઉદકપેઢાળ પુત્રનેક હ્યું.ચારિત્રિઓ પોતે ઘણો જ ગુણવંતપણ યથોક્ત શ્રમણ મા હણની નિંદા કરે, તે પરલોકને વિષે સંયમનો વિરાધક કહ્યો, અને જે યથોક્ત શ્રમણ સાથે મિત્રભાવ રાખે, તેનાં જ્ઞાનાદિ સફળ કહ્યાં. તે આરાધક હોય. તે માટે સર્વ સાધુની સાથે મિત્રભાવ રાખવો. તથા શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના અગીઆ રમા અધ્યયનમાં ચૌદ અવિનીતના, પંદર વિનીતના સર્વ ભેગા રહે છે. જો આગલો કસર લગાડશે, તો તેને મુશ્કેલ થશે, પણ બીજા જોડેના અનુમોદે નહિ તો તેને દોષ નહી. વળી નવમે સ્વપ્ને ત્રણ દિશાએ સમુદ્ર સૂકો દીઠો અને દ ક્ષિણ દિશાએ ડોહોળું પાણી દીઠું. તેને પ્રભાવે ત્રણ દિશાએ ધર્મની હાની છે, અને દક્ષિણ ને પશ્ચિમે કાંઈક ધર્મ, તે પણ કષાએ કરી તથા ઘણા મતોએ કરી ડોહોળો થશે. જેમ અ ટવીને વિષે જેઠ મહિનામાં તૃષાએ કરી પીડાતાં થકાં મધ્યાન વખતે જેણે ડોહોળું પાણી પીધું, તે અટવી ઉલ્લંઘીને પાર પામ્યા. સુખી થયા. નિર્મળ પાણી પણ મળ્યું; અને જે ડો હોળા પાણીથી ભડકયા, તે તૃષાયે પીડાઇને અટવીમાં મરણ પામ્યા. તેમ ચાર કષાયે કરી અને અતિચારે કરી ડોહોળા પાણી સરખો ધર્મ છે, તે જે કરશે તે સુખી થશે. અને તેને ચોખ્ખો ધર્મ પણ મળશે.જેણે ડોહોળા પાણીથી ભડકીને ધર્મ ન કરયો, સાધુપણું ન સદહ્યું, તે ઘણા દુઃખી થશે. ! એ ભા વાર્થ ધર્મને વિષે સ્થિર થવા માટે કહ્યો; પરંતુ ખપ તો ઉત્કૃ ષ્ટાની કરવી.

વળી કોઈ કહે કે, સાધુ થઇને કમાડ ઉઘાડે તથા જડે (વાસે) તેનું પહેલું મહાવ્રત ભાગે. એવું બોલનારા એકાંત અવિચારી પ્રરૂપણા કરે છે. જે માટે સૂત્રમાં કોઈ ઠેકાણે કમાડ જડવાં, ઉઘાડવાં નિષેધ્યાં નથી, અને જે નિષેધ્યું કહે છે તથા જે ચાર સૂત્રોની સાખ આપે છે, તે ખોટી સાખ આપે છે. શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના પાંત્રીશમા અધ્યયનમાં મનોહર ચિત્રામણ સહિત કમાડાદિક છ બોલ વર્જ્યા, તે તો સાધુ સાધ્વિ બેહુને વર્જ્યા છે. ત્યાં સાધુ સાધ્વિ કેમ રહે? તો ઇહાં કમાડનું કારણ નથી. ઇહાં ઇંદ્રિયોના વિકારને છાંડવાનું કહ્યું છે. વળી શ્રી આવશ્યકસૂત્રમાં ત્યાં ગૌચરી જવું ન કહ્યું, તે સાધુસાધ્વિબેહુને વર્જ્યાછે. શ્રીસૂયગડાંગસૂત્રમાં એક, બે, ચાર વાનાં વર્જ્યાં, તે જિનકલ્પિ આશ્રી છે. સ્થવિરકલ્પિ એ ચાર કેમ સેવે છે. ૧ કમાડ, ૨ ધર્મકથા, ૩ તૃણાં, ૪ કાજો. તથા શ્રી વૃહત્કલ્પસૂત્રમાં સાધ્વિને ઉઘાડે બારણે રહેવું ન કલ્પે, પણ સાધુને વર્જ્યા નથી. અને સૂયગડાંગસૂત્રમાં પણ કહ્યું છે. તથા કોઈ કહે કે, તમે કમાડ જડો, તો ગૃહસ્થ કમાડ ઉઘાડીને અન્નાદિ આપે તો કેમ લેતા નથી? તેને કહેવું કે, સાધ્વિ પોતે જડે ઉઘાડે છે, તો તે આહાર કેમ ન લે? તથા જો કમાડ જડેથી મહાવ્રત ભાગે તો, સાધ્વિને ચાર મહાવ્રત તો નહિ તે કેમ જડે છે? ત્યારે તે કહે કે, તે સાધ્વિને તો શીળની રક્ષાને અર્થે જડવાં કહ્યાં છે. તો શું ચોથું વ્રત રાખવાને પહેલું વ્રત ભાગવું? એમ કમાડ જડેથી વ્રત ભાગે તો, તે જડવાવાળાને નવી દીક્ષા દીધા વિના આહાર ભેગો કરે, તેમાં સાધુપણું સદ્દહે, તે સમ્યક્‌દૃષ્ટિ ન કહીએ. તથા જો કમાડ

વળી કોઈ કહે કે, સાધુ થઇને કમાડ ઉઘાડે તથા જડે (વાસે) તેનું પહેલું મહાવ્રત ભાગે. એવું બોલનારા એકાંત અવિચારી પ્રરૂપણા કરે છે. જે માટે સૂત્રમાં કોઈ ઠેકાણે કમાડ જડવાં, ઉઘાડવાં નિષેધ્યાં નથી, અને જે નિષેધ્યું કહે છે તથા જે ચાર સૂત્રોની સાખ આપે છે, તે ખોટી સાખ આપે છે. શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના પાંત્રીશમા અધ્યયનમાં મનોહર ચિત્રામણ સહિત કમાડાદિક છ બોલ વર્જ્યા, તે તો સાધુ સાધ્વિ બેહુને વર્જ્યા છે. ત્યાં સાધુ સાધ્વિ કેમ રહે? તો ઇહાં કમાડનું કારણ નથી. ઇહાં ઇંદ્રિયોના વિકારને છાંડવાનું કહ્યું છે. વળી શ્રી આવશ્યકસૂત્રમાં ત્યાં ગોચરી જવું ન કહ્યું, તે સાધુસાધ્વિ બેહુને વર્જ્યાછે. શ્રીસૂયગડાંગસૂત્રમાં એક, બે, ચાર વાનાં વર્જ્યાં, તે જિનકલ્પિ આશ્રી છે. સ્થવિરકલ્પિ એ ચાર કેમ સેવે છે. ૧ કમાડ, ૨ ધર્મકથા, ૩ તૃણાં, ૪ કાજો. તથા શ્રી વૃહત્કલ્પસૂત્રમાં સાધ્વિને ઉઘાડે બારણે રહેવું ન કલ્પે, પણ સાધુને વર્જ્યા નથી. અને સૂયગડાંગસૂત્રમાં પણ કહ્યું છે. તથા કોઈ કહે કે, તમે કમાડ જડો, તો ગૃહસ્થિ કમાડ ઉઘાડીને અન્નાદિ આપે તો કેમ લેતા નથી? તેને કહેવું કે, સાધ્વિ પોતે જડે ઉઘાડે છે, તો તે આહાર કેમ ન લે? તથા જો કમાડ જડેથી મહાવ્રત ભાગે તો, સાધ્વિને ચાર મહાવ્રત તો નહિ તે કેમ જડે છે? ત્યારે તે કહે કે, તે સાધ્વિને તો શીળની રક્ષાને અર્થે જડવાં કહ્યાં છે. તો શું ચોથું વ્રત રાખવાને પહેલું વ્રત ભાગવું? એમ કમાડ જડેથી વ્રત ભાગે તો, તે જડવાવાળાને નવી દીક્ષા દીધા વિના આહાર ભેગો કરે, તેમાં સાધુપણું સદ્દહે, તે સમ્યક્દ્રષ્ટિ ન કહીએ. તથા જો કમાડ

જડેથી કમાડિયામાં કેમ ન ભાગે ? હિંસાનું ઠેકાણું તો બેહુ દેખાય છે. જેમ જાણીને સર્પ મારે તો તથા આકુટીને કીડી મારે તો તે બેહુનાં વ્રત ભાગે કે નહી? વળી શ્રી આચારાંગસૂત્રના બીજા શ્રુતસ્કંધના નવમા અધ્યયનમાં ઘરનું બારણું ઢાંક્યું હોય, તો આજ્ઞા માગી જોઈ પૂંજીને ઉઘાડવાનું કહ્યું છે. તે માટે કમાડ ઉઘાડવાથી મહાવ્રત ભાગ્યાં કહે તે જૂઠી વાત છે, અને જો ન જડે તો અધિકાઈ છે. જડવાથી કોઈ સમયે હિંસા થશે, તો અતિચાર છે, અને અમે તો બેહુમાં કસર જાણીએ છીએ. જે એક મહાવ્રત ભાગે અને એકમાં લગારે દોષ નહિ, તે બે વાત જૂઠી દેખાય છે. ત્યારે તે કહે કે, સાધુ ગૃહસ્થને કમાડ જડવાના નિયમ કરાવે છે, તો પોતે કેમ જડે છે? તેને એમ કહેવું કે, સાધુ ગૃહસ્થને ઉપવાસ કરાવીને પોતે કેમ ખાય છે? તથા સાધુને પૂંજતાં, પડિલેહણ કરતાં, ચાલતાં, નદી ઉતરતાં, કમાડ જડતાં ઉઘાડતાં જે હિંસા થાય, તે તો આળોયણ નિંદવા ખાતે છે પણ અનુમોદવા ખાતે ધર્મખાતે નથી. બેહુ વખતે પ્રતિક્રમણ કરતાં આળોયણ લે છે. તથા કોઈ કહે કે, અતિચાર આળોયા વિના મરે તો વિરાધક થાય. તો તમે કદી આળોવો છો? તેને પૂછીએ કે, તમે મધ્યરાત્રિ પહેલાં અતિચાર સેવો, તે આળોયા વિના મરો તો આરાધક કે, વિરાધક? કેમ કે, તે મધ્ય રાત્રિએ કોઈ વખતે આળોવો છો?

હવે સાધુ પાસે પૌષધ કરે તેનો ઉત્તર—નવમા ઠાણાના અર્થમાં ઉદાયિ રાજાએ સાધુ પાસે પૌષધ કર્યો. તથા શ્રી કલ્પસૂત્રમાં અઢાર રાજાએ શ્રીવીરપ્રભુની પાસે પૌષધ કર્યા.

તથા શ્રી નિશિત્થસૂત્રના આઠમા ઉદ્દેશામાં જ્ઞાતિ, અણજ્ઞાતિ, શ્રાવક, અણશ્રાવકને મધ્યરાત્રે તથા આખી રાત ઉપાશ્રયમાં વસાવે તો પ્રાયાશ્ચિત્ત કહ્યું. તેની પાસે ભોજન હોય, ધન હોય તથા સ્ત્રી હોય તે આશ્રી વર્જ્યું છે. બીજું તો શ્રી વૃહત્કલ્પ સૂત્રમાં સ્ત્રી હોય ત્યાં સાધ્વિને કલ્પે, પુરૂષ હોય ત્યાં સાધુને કલ્પે એમ કહ્યું છે. તે સૂત્ર વિરૂદ્ધ ન હોય. તે માટે ધન, સ્ત્રી અને ભોજનવાળો વર્જવો. વળી શ્રી આચારાંગસૂત્રના બીજા શ્રુતસ્કંધના સાતમા અધ્યયનમાં કહ્યું છે કે, જો ભિખારી રાત્રે ભેગા રહેલા હોય તો, બે હાથથી ઢંઢોળીને પછી પગ દે. જો ભેગાં રહેતાં મહાવ્રત ભાગે તો કેમ રહે? ચોથા આ રામાં તો શ્રાવક, સામાયિક પૌષધ પોત પોતાની પૌષધશા ળામાં કરતા, અને હમણાં તો લોકોને જૂદી જૂદી જગ્યા દે ખાતી નથી, તેથી ઘણા શ્રાવકની પૌષધશાળા ભેગી દેખાય છે. તેમાં શ્રાવક ધર્મધ્યાન કરે છે. ત્યાં કોઈવખતે સાધુ પણ રહે છે. ત્યારે તે શ્રાવક કયાં જાય? તથા કોઈ કહે કે, જો ઘણા શ્રાવકની નિશ્રામાં છે, તો તમે શજ્યાતર કોનો ટાળો? તેને એમ પૂછીએ કે, તમે ઉપાશ્રય ધર્મશાળામાં ઉતરો, ત્યારે કોનો શજ્યાતર ટાળો? ત્યારે તે કહે કે, અમે તો એક ઘર ટાળીએ. જેમ તમે એક ઘર ટાળો, તેમ અમે પણ એક ઘર ટાળીએ!

વળી શ્રી વૃહત્કલ્પ સૂત્રમાં બે, ત્રણ, ચાર પાંચની એકઠી જગ્યા હોય, ત્યાં એકનો શજ્યાતર ટાળવાનો કહ્યો છે. વળી તે સ્થાનકને કોઈ આધાકર્મિ ઠરાવે છે, તેને જૂઠનું કારણ જણાય છે. જે માટે આધાકર્મિ તો એકાંત સાધુ નિમિત્તે કરાવેલું હોય, તે કહેવાય; પણ તે તો પોતાના નિમિત્તે કરાવે

છે તેમાં કોઈ વખતે સાધુ પણ રહે છે. એમ ગૃહસ્થ આહાર પણ પોતાને નિમિત્તે કરે છે તે કોઈ સમયે સાધુ પણ વહોરે છે. તે દોષ નહી? પણ સાધુનો ભાવ ન ભેળવવો. વળી અ ન્નાદિક નિપજાવતાં પણ એમ જાણે છે કે, હું પણ ખાઈશ અને કોઇ સાધુ આવશે તો સફળ થશે. તેમાં દોષ નહી. દોષ તો સાધુને વાસ્તે કરશે તો લાગશે. સાધુ તો મન વચન કાયાએ કરી પણ અનુમોદના ન કરે. કરશે તો ભારે દોષ લાગશે, પણ આધાકર્મિ તો નહી. વળી શ્રી આચારાંગ સૂ ત્રના બીજા શ્રુતસ્કંધમાં કહ્યું છે કે, સાધુ નિમિત્તે છાવ્યું, લીં પ્યું, દળ્યું, ધોળ્યું, બારણું ન્હાનું મ્હોટું કીધું, તે અપુરૂષાંતર ન કલ્પે. પુરૂષાંતર થયા પછી કલ્પે. એ ન્યાયે સાધુ અનુ મોદના ન કરે, તો સાધુને દોષ નહી. એમ કરતાં કદાચિત્ જગ્યાને અલ્પપણે મન ભેળવશે, તો કસર લાગશે; પણ સાધુપણું ભાગશે એવી ભાષા કાઢવી નહી.

વળી કોઈ ઉપગરણ આશ્રી કહે તો જેટલાં ભગવંતની આજ્ઞા ઉપરાંત રાખશે, તથા પડિલેહણાદિક નહી કરે, તથા હીણી અધિકી કરશે, તે સર્વે કસરનું કારણ છે; પણ એ વાતે મૂળવ્રત ભાગે નહી. કેઇક ઠેકાણે નિત્ય ધોવણ લેવું પડે છે, તે પ ણ કસરમાં. પરંતુ આહાર બરોબર વહોરીને અણાચારી કહે તે ઠીક નહી. આહારને ધોવણ સરખાં કેમ હોય? આહાર હાથથી ન લે અને ધોવણ લે. આહાર ખાધાથી ઉપવાસ નહી અને ધોવણ પીધાથી હોય. ધોવણ નાંખી દેવાનું છે તે માટે ભારે કસર નહી; અને જે કસરને કસર નહિ જાણે, તે તો મ્હોટો દોષછે. કેઇક પોતે કરે ને તેમાં કસર સદ્દહે નહી અને બીજો કરતો હોય તેની

નિંદા કરે છે, તે એકાંત ખોટી પ્રરૂપણાના કરનાર નિંદક નિન્હવ દેખાય છે. ઇત્યાદિપ્રકારે અતિચારનાં અનેક ઠેકાણાં છે. તે પંડિત સાધુએ ટાળવાનો ઉપાય કરવો. એમ કરતાં કોઈ લાગે તો મૂળવ્રત ન ભાગે. જો ગંભીર નજર રાખે તો સૂત્ર સમાં પ્રણમે, નહિ તો એકાંત ખેંચવાથી દોષનું ભારે ઠેકાણું છે. તે માટે હેય, જ્ઞેય, ઉપાદેય, કારણ, કર્ત્તવ્ય મ્હોટો વિચાર ઉત્સર્ગ અપવાદ જોઇને વર્ત્તવું; પરંતુ જેટલો જેટલો પ્રમાદ છે,તે વીતરાગની આજ્ઞામાં નહીં, પણ છઠ્ઠા ગુણઠાણા સુધી છે. સાતમે પ્રમાદ નથી.

ચોથો કષાય આશ્રવ તે સમુચ્ચય પચીશ કષાયને આશ્રવ કહીએ. એ ચાર તો એકાંત અશુભ આશ્રવ જ છે.

વળો પાંચમો જોગ આશ્રવ તે મન, વચન કાયાના માઠા યોગ પ્રવર્ત્તાવે, તે આશ્રવ છે, અને નિશ્ચે નયમાં તો અશુભ શુભ યોગ સર્વ સાવદ્ય છે. સર્વ છાંડવા યોગ્ય હેય પદાર્થ છે, પણ વ્યવહાર નયે તો શુભયોગથી નિર્જરા થાય છે તે અપેક્ષાએ સંવર કહીએ. પ્રાણાતિપાતાદિ પાંચ એકાંત અશુભ છે. પાંચ ઇંદ્રિયોના વિષય તે આશ્રવ છે અને સાંભળવું દેખવું તે જ્ઞાન રૂપ છે. ઇંદ્રિ આવરણનો ક્ષયોપશમ છે. ત્રણ યોગ તે સમ યોગની પેઠે. ભંડોપગરણ અને સુચિકુસગ એ અયત્નાએ પ્રવર્ત્તાવે, તે આશ્રવ; અને જત્નાએ પ્રવર્ત્તાવે તે પણ નિશ્ચે નયમાં તો આશ્રવ છે. એમ સર્વ આશ્રવના વીશ ભેદ, તે સર્વ જીવનો વ્યાપાર છે, પણ આશ્રવ પોતે અજીવ છે તે ચોથા દૃષ્ટાંતદ્વારથી જાણવું. વળી સૂત્રમાં પણ આશ્રવને ઠામ ઠામ અજીવ કહ્યો છે. શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના અઢા

રમા અધ્યયનમાં ગર્દભમાળી મુનિ આશ્રવને ક્ષય કરતા વિચરે છે. તે જીવનો ક્ષય કેમ થાય? તેથી મુખ્ય નયમાં તો આશ્રવ તે કર્મ જ છે. કર્મ આવવાનો ઉપાય છે. જીવને રોળવવાનો સ્વભાવ છે. નિશ્ચે છાંડવા યોગ્ય છે. તે માટે જીવનું ભાવવું નથી. એ આશ્રવને પ્રભાવે જીવને સુખ દુઃખ ઉપજે છે, પણ મુક્તિ ન જઈ શકે. એથી જ કર્મ બંધાય છે. આશ્રવના અનંતપ્રદેશિયા ખંધ ચોફરશી છે. એક કાયાના યોગ આઠ ફરશી છે. એ આશ્રવની ઓળખાણ કહી.

હવે સંવરની ઓળખાણ કહે છે. સંવરના બે ભેદ. ૧ દ્રવ્યસંવર ૨ અને ભાવસંવર. ત્યાં દ્રવ્યસંવર તે કોને કહીએ? તો કે, સમકિતાદિકે કરીને મિથ્યાત્વાદિક કર્મ આવવાનાં બારણાં રોકે, ત્યાં જે કર્મ રોકયાં, તેને પણ અપેક્ષાયે દ્રવ્યસંવર કહીએ. મન વચન કાયા સંવર, ભંડોપગરણ સંવર, એ પ્રકારે જે દ્રવ્ય સંવરયા, તેને દ્રવ્યસંવર કહીએ. તે તો પુદ્ગળ રૂપ છે. ભાવસંવર તે હિંસાદિકથી નિવર્ત્તવું, સમકિતાદિ ધરવું, વ્રતાદિ આદરવું, જીવના શુદ્ધ અધ્યવસાય રૂપ ભાવસંવર કહીએ. એ તો ઉપચારિક નય કહી. હવે મુખ્ય નયમાં સંવર તે જીવનો નિજ ગુણ છે. જીવ પ્રણામ છે. તે માટે સંવર તે અરૂપિ છે. કર્મને સંવર ન કહીએ. તે ન્યાયે દ્રવ્યસંવર તેર ભેદે. જે ઉપયોગ રાહત સંવર પદનું જાણપણું, તે આગમથી દ્રવ્યસંવર. શ્રી અનુયોગદ્વાર સૂત્રમાં "अणुवउगो दव्वं" ઇત્યાદિ નોઆગમથી ૧ જાણગ શરીર, ૨ ભવિય શરીર પૂર્વની પેઠે. "उतद्व्यतिरिक्त" તે ત્રણ ભેદ. જે લૌકિકમાં, આપણા કુળમાં જે વસ્તુથી નિવર્ત્તે, તે લૌકિક દ્રવ્યસંવર. પરપાખંડિ

જે આપણા મતથી ને હિંસાદિથી નિવર્ત્તે, તે કુપરાવચનીક દ્રવ્યસંવર કહીએ. ૨ જૈનનામતિ મિથ્યાદષ્ટિ નિન્હવાદિ તથા પાસત્થાદિ વ્રત પાળે છે, તે લોકોત્તર દ્રવ્યસંવર. "અપ્પહાણે વિસદ્દો" ઇતિ વચનાત્. અને જે સાધુ, સાધવિ, શ્રાવક, શ્રાવિકા, સમકિતદષ્ટિ, સમ્યક્ત્વ વ્રતાદિ ઉપયોગસહિત પાળે, તે ભાવસંવર. ત્યાં પૂર્વે મિથ્યાત્વમોહની કર્મ બાંધ્યું છે, તેને ઉપશમાવે,ક્ષયોપશમાવે તથા ખપાવે, સમકિત પામે તે સંવર કહીએ. મિથ્યાત્વે કરી જે કર્મ આવતાં હતાં, તે રોકયાં. તે માટે સંવરકહીએ. એમઅપ્રત્યાખ્યાની પ્રત્યાખ્યાનીની ચોકડી ત્યાગી, તેથી ખાવા, પીવા, ઉઠવા, બેસવા, પરિગ્રહ પ્રમુખની મમતા મટી તે વ્રત કહીએ. નિદ્રાદિ વિકથા, આળસથી ઓસરવું, ઉધમ, ચિત્તમાં ઉત્સાહ રાખવો, તે અપ્રમાદ કહીએ. ચાર કષાય અને નવ નોકષાયનું જીતવું, હર્ષ, ઉત્સાહ, શોક રહિત, તૃણ સમાન ત્રિયા, લોઢા સમાન કાંચન, રક્ષા તુલ્ય ચંદન, વીતરાગપણા રૂપ અકષાય સંવર કહીએ. ચાર કષાય અને મન વચન કાયાના અશુભ યોગથી નિવર્ત્તવું, શુભ યોગનું પ્રવર્ત્તવું, તે યોગસંવર કહીએ. એ તો વ્યવહાર નયે કહ્યું. હવે નિશ્ચે નયમાં તો શુભ અશુભ બેહુ યોગ આશ્રવ કહીએ.અશુભયોગથી અશુભ કર્મ ગ્રહે, શુભ યોગથી શુભ કર્મ ગ્રહે. યોગનો સ્વભાવ તો કર્મ ગ્રહવાનો જ છે. તે માટે યોગ તે આશ્રવ છે, અને સર્વ યોગથી નિવર્ત્તવું, શૈલેશી થવું, અયોગીપણે રહેવું તે અયોગ સંવર કહીએ. સર્વસંવરનો સ્વામી ચૌદમું ગુણઠાણું છે. તેરમા ગુણઠાણા સુધી સર્વથા સંવર નહી. એમ પાંચ ભેદ કહ્યા. એમ હિંસાદિ પાંચ આશ્રવથી નિવર્ત્તવું, તે સંવર. પાંચ ઈ

દ્રિ, ત્રણ યોગ, એ આઠનો નિરોધ, ભંડોપગરણસુચિકુસગનું અણપ્રવર્ત્તાવવું, બાવીશ પરીસહનું જીતવું, પાંચ સમિતિ, ત્રણ ગુપ્તિ, દશ પ્રકારે યતિધર્મ, બાર ભાવના, પાંચ ચારિત્ર ઇત્યાદિ સંવરના ભેદ જેટલા જેટલા નિવર્ત્તભાવ, તે નિશ્ચેસંવર. જેટલા જેટલા પ્રવર્ત્તભાવ, તે વ્યવહારસંવર. જેમ શુભ યોગનું પ્રવર્ત્તાવવું, ભંડોપગરણ, સુચીકુસગનું યત્નાએ અવર્ત્તાવવું તે સર્વે આશ્રવ છે. તેથી શુભ કર્મ બંધાય છે. જ્યાં પુન્ય બંધાય, ત્યાં નિશ્ચે નિર્જરા છે. નિર્જરાની કરણીથી પુન્ય બંધાય છે. નિર્જરાની કરણી વિના પુન્ય બંધાય નહી. વળી પુન્ય આવવાનાં બારણાં તો શુભ આશ્રવ છે. જે માટે શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના ઓગણત્રીશમા અધ્યયનમાં "वंदणयाएणं नियागोयंकम्मंखवेइ, उच्चागोयंकम्मं निबंधइ" ઇહાં વંદણાથી નીચગોત્ર ખપે, તે નિર્જરા. ઉંચગોત્ર બાંધે તે પુન્યપ્રકૃતિ બાંધી. તે માટે એ બંધના દ્વાર છે અને જ્યાં શુભ યોગનું પ્રવર્તવું, ત્યાં નિશ્ચે અશુભયોગ નિષેધ છે. તે માટે શુભયોગ પ્રવર્ત્યાથી શુભઆશ્રવ હોય. શુભ બંધ પુન્ય પ્રકૃતિ હોય અને અશુભ યોગ રોક્યા તે સંવર નીપન્યો. તે થકી આવતાં કર્મ રોક્યાં. જે માટે જ્યાં સમિતિ ગુપ્તિની નિયમા છે, અને જ્યાં ગુપ્તિ ત્યાં સમિતિની ભજના છે પણ કારણ શુભ યોગ તે શુભઆશ્રવ છે. પરંતુ સંવર નહી. જે માટે શ્રી સમવાયાંગ સૂત્રમાં " पंच संवरदारा पन्नत्ते तंजहा—१ सम्मत्तं, २ विरइ ३ अप्पमात्तं, ४ अकसाइ, ५ अजोगीतं. पंच आसवदारा पन्नत्ते तंजहा— १ मिछत्ते, २ अविरइ, ३ पमाया, ४ कसाया, ५ जोगा. એ ન્યાયે જે યોગ તે આશ્રવ. જે માટે

વીતરાગને ૧૧ મે, ૧૨ મે, ૧૩ મે ગુણઠાણે પણ યોગને પ્રતાપે ઇરિયાવહિ ક્રિયા લાગે. જે માટે સયોગી જીવ અગ્નિત સમાન પાણીની પેઠે ક્ષણમાત્ર નિશ્ચળ રહી શકે નહીં. તેથી સૂક્ષ્માક્રયા લાગે. બે સમયની સ્થિતિ.ત્યારે અશુભયોગ તો નથી પણ શુભયોગથી કર્મ બંધાય છે, અને વીતરાગને કષાયનો ઉદય મટયો, તેથી અનુભાગબંધ ન હોય. સ્થિતિ પણ નહી. ચૌદમે આશ્રવ નહિ તો કર્મ પણ ન બાંધે. શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના ઓગણત્રીશમા અધ્યયનમાં " कायगुत्तयाएणं संवरं जणयइ, संवरेण कायगुत्ते पुणो पावासव निरोहं करेइ." સંવરથી પુન્ય પાપ બેહુ નિરોધ હોય. એ સંવર નિશ્ચે નયમાં તો સમ્યક્દષ્ટિ પાસે હોય, અને દ્રવ્યસંવર તો સર્વ સંસારી જીવને છે.જે સંવરના મૂળગા ભેદ તો સમ્યક્દષ્ટિ વિના બીજાને ન હોય, અને ખમતા, સમતા, દમતા, નમ્રતા, સત્ય, શીળ, દયાના પ્રણામ, શુભ અધ્યવસાય સર્વ જીવ પાસે હોય. જે માટે અનુકંપા અમત્સરતાથી મનુષ્યપણું ઉપરાજે. જે જીવની હિંસાથી નિવર્ત્તે, તે નિશ્ચેદયા નિશ્ચે સંવર છે, અને જે પરજીવને દુઃખ દેખી અનુકંપા આણે, તેનાં દુઃખ ટાળવાનો ઉપાય કરે, પરને દુઃખી દેખી તત્કાળ કંપે, તેનું દુઃખ ટાળે, તે વ્યવહાર દયા કહીએ.

ઇહાં કેટલાએક એમ કહે છે કે, પરને હણે નહિ તે દયા કરવી, અને પરનું દુઃખ ટાળવું તે તો રાગનો ઉદય છે અને રાગ તે પાપ છે. તે કારણ માટે પર જીવને હણીએ નહી, હણાવીએ નહી અને હણતાને અનુમોદીએ પણ નહી. તથા અનેરો હણતો હોય તો તેને ઉપદેશ દેતા રહીએ, પણ એ જીવ ઉ

પર અનુકંપા ન આણીએ. બીજા જીવ ઉપર અનુકંપા આણી દુઃખથી ઉગાર્યો, તેણે અસંયમ જીવિતવ્ય વંછ્યું. એ જીવ ઉપર સરાગતા આવી. વળી ભગવંતે તો રાગ દ્વેષ બેહુ કર્મનાં બીજ કહ્યાં છે. તેથી જો મારે તો જીવહિંસાનું પાપ લાગે અને ધર્મ જાણીને મારતાને ઉગારે તો મિથ્યાત્વ લાગે. અઢાર પાપસ્થાનક લાગે." એવી પ્રરૂપણા કરે છે. તેના હૃદયમાં અનુકંપા દેખાતી નથી. એ અનાર્યનું વચન દેખાય છે. જે નિર્દય હોય તે એમ કહે. એમ કહેનારા સર્વ વ્યવહાર ઉત્થાપે છે. જો જીવહિંસા નિવર્ત્તવાથી ધર્મ છે, તો શું પરપ્રાણીને ઉગારવો તે ધર્મ નહી ? જો અસત્ય વચન નિવર્ત્તવાથી ધર્મ છે તો શું સત્ય વચન બોલવાથી ધર્મ નહી ? તેમના હિસાબે તો સર્વ પ્રભુતાભાવ ઉઠી જાય અને સૂત્રમાં તો અનુકંપા ઠામ ઠામ કહી છે. શ્રી ભગવતિ સૂત્રના સાતમા શતકમાં "પર જીવને દુઃખ દેવાથી અશાતાવેદની કર્મ બાંધે, પર જીવ ઉપર અનુકંપા કરતાં અને પારકું દુઃખ ટાળતાં શાતાવેદની કર્મ બાંધે એમ કહ્યું છે. પરંતુ "પરને ઉગારતાં રાગથી કર્મ બાંધે." એવું વચન કોઈ ઠેકાણે કહ્યું હોય તો કાઢી દેખાડો. સૂત્રમાં એવું વચન કહ્યું જ નથી. માટે જે એવી પ્રરૂપણા કરે છે તે વીતરાગની આજ્ઞા બહાર, પોતાને છાંદે બોલનારા દેખાય છે. જે કારણ માટે રાગના ત્રણ ભેદ છે. ૧ કામરાગ, ૨ સ્નેહરાગ અને ૩ દૃષ્ટિરાગ. તેમાં ૧ કામરાગ તે સ્ત્રી પુરૂષનો, ૨ સ્નેહરાગ તે માતા પુત્રનો, અને ૩ દૃષ્ટિરાગ તે મિથ્યાત્વ ઉપર સ્નેહ. એ ત્રણ પ્રકારના રાગથી જીવ કર્મ બાંધે છે, પણ ધર્મરાગથી પાપ નહી.

હવે પર જીવ ઉપર અનુકંપા રાખતાં કિયો રાગ ઉપન્યો? તે જીવનો શું સગો છે? કે, શું કમાઇને ખવરાવી દેશે? તેને તો દયા ઉપર રાગ છે. દયા ઉપર રાગ આણવાથી પાપ હોય તો સાધુ ઘેર પધારે છે, ત્યારે શ્રાવકને રાગ ઉપજે છે તેને પણ તમારે હિસાબે પાપ લાગતું હશે! રાગ સહિત સૂઝતો આહાર પાણી વહોરાવ્યાથી પણ પાપ લાગતું હશે. સત્ય શીળ ઉપર તથા અરિહંતાદિક ઉપર રાગ ધરતાં પણ પાપ લાગતું હશે. અરે મિત્રો! એ તો ધર્મરાગ છે, પણ પાપ નહી. તો દયા ઉપર રાગ આણવાથી પાપ કેમ હોય? તે વિચારો. તથા સરાગસંયમ તે ધર્મ કે, પાપ? જો પાપ હોય તો સંસારના ભયથી બ્હીન્યા તે ભયમાં પણ પાપ છે. સંયમમાં અને શ્રાવકપણામાં રક્ત છે. સૂત્રમાં ઠામ ઠામ "अठिमिज्जापेमाणु रागरत्ता" તે રક્તપણામાં પણ પાપ હશે. પરંતુ કોઈ સૂત્રમાં અનુકંપાએ પાપ કહ્યું નથી.

વળી શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના બાવીશમા અધ્યયનમાં નેમનાથ ભગવાને પશુ છોડાવ્યાં. ત્યાં કોઈ કહે કે, ભગવાને તો આપણું પાપ ટાળ્યું, તો તેને કહેવું કે, "साणुकोसेजी एहेउ" અનુકંપાવંત છે. જીવોનું હિત ચિંતવે છે, એમ કહ્યું પણ આપણું હિત ચિંતવે છે એવું કેમ ન કહ્યું? વળી કોઈ કહે કે, જીવ તો મારયો ન મરે, એ તો હાડકાં ર ખવાળણ છે આપ આપણા કર્મે કરીને પચે છે. જીવ ઉગારવાને કોણ સમર્થ છે? તેનો ઉત્તર—જો જીવ મારયો ન મરે, અને કોઈ ઉગારવા સમર્થ નહિ, આપ આપણા કર્મે કરીને પચે છે, તો જીવ મારયાનું પાપ પણ નહી. જો મારયાથી

પાપ છે, તો ઉગારવાથી ધર્મ પણ છે. જો ઉગારવાથી ધર્મ નહિ તો, પાપ પણ નહી. વળી જીવ મારતાં ઉગારે, તેના પ્રણામ તે કઠોર કે કોમળ ? જો પ્રણામ કોમળતા અને અનુકંપા ભલી લેશ્યા સહિત હશે, તો પુન્ય જ હશે. તથા સાધુ છ કાયના પિયર કહીએ. છકાયના જીવ સાધુને પુત્ર પુત્રી સમાન છે, તો જો આપણા પુત્ર પુત્રીને હણે, હણાવે, અનેરો હણતો હોય તેને વરજે નહિ, અનેરો કોઈ વર્જતો હોય તેને ભલો પણ ન જાણે, ખોટું કર્મ કરચું જાણે તેને પિતા કહીએ કે, વૈરી કહીએ ? તેને તો ભૂત જાણીએ, તેમ સાધુ થઇને છકાયના જીવને હણતાને વર્જે નહિ, અને વર્જે તેને ભૂંડું કર્મ પાપ કરચું જાણે, તેને છકાયનો પિયર ન ગણીએ. તેને તો છકાયનો વૈરી કહીએ. એ શ્રદ્ધાવાળામાં સમકિત અને ચારિત્રનાં લક્ષણ ન કહીએ. જે માટે સમકિતનાં લક્ષણમાં તો અનુકંપા છે, તો અનુકંપા વિના સમકિત કેમ રહે ? શ્રી ભગવતિ સૂત્રના પંદરમા શતકમાં ભગવંતે ગોશાળાને અનુકંપા નિમિત્તે બચાવ્યો, તેને એકાંત પાપ કેમ કહે છે ? વળી ભગવંતે કેવળજ્ઞાન ઉપન્યા પછી ગૌતમને કહ્યું. "હે ગૌતમ ! મેં અનુકંપા નિમિત્તે, દયા નિમિત્તે ગોશાળાને બચાવ્યો " એમ કહ્યું. પણ મેં મોહ કરચો, પાપ કરચું, હું ચૂકયો એમ ન કહ્યું. તો શું ભગવંતે પોતાનો દોષ ઢાંકયો ? પરંતુ ભગવંતે તો જેવું થયું તેવું કહ્યું. જે અનુકંપા હતી, તે અનુકંપા કહી અને પાપ હોત તો પાપ કહેત. ભગવંત તો નિરાગી પુરૂષ હતા, તે આપણા દોષ ઢાંકે નહી. ત્યાં કોઈ કહે કે, જો ભગવંત ધર્મ જાણતા હતા, તો પોતાના બે શિષ્યોને કેમ ન બચાવ્યા? તેનો

ઉત્તર—તે વખતે ભગવંત વીતરાગપણાથી તેના આયુષ્યનો અંત જાણે છે તથા અવશ્ય ભાવિભાવ ન મટે. વળી કેવળીના પ્રણામ અવસ્થિત છે. હાયમાન વર્દ્ધમાન નથી. છદ્મસ્થને ત્રણે પ્રણામ છે. કેવળીના તપ કરવાના, વિનય વૈયાવચ્ચ કરવાના પ્રણામ પણ ન હોય, અને છદ્મસ્થમાં હોય છે; તો શું છદ્મસ્થને પાપ લાગે છે? પણ એમ જાણજ્યો કે, કેવળીનો આચાર જૂદો છે, તેથી ભગવંતને પાપ ન લાગ્યું, તેનું પ્રાયશ્ચિત્ત પણ ન લીધું. તથા ગોશાળાની કેટલીક વાત આશ્ચર્યભૂત છે. શ્રી ઉપાસકદશા સૂત્રમાં શ્રેણિક રાજાએ કસાઈવાડો મટાડચો, તેનું પાપ થયું સૂત્રમાં ન કહ્યું. જે પાપ કહે છે તે સૂત્રના વિરાધક છે.

ઈહાં કોઈ કહે કે, ધર્મ કયાં કહ્યો? ઉત્તર—સૂત્રમાં ઠામ ઠામ "मह्णो मह्णो" શબ્દ કહ્યો છે. તે મહણો શબ્દ ધર્મ કે પાપ? ત્યારે તે કહે ધર્મ. તો શ્રેણિક રાજાને પાપ કેમ કહો છો? શ્રેણિક રાજાએ પણ મહણો મહણો શબ્દ કહ્યો છે. "હણો હણો" તો કહ્યું નહી, અને જે ઢંઢેરો ફેરવ્યો, તે ગૃહસ્થનો છાંદો તેમાં કાંઈ હિંસા હોય તેને સાધુ ધર્મ કેમ કહે? ધર્મ તો જીવરક્ષાનો છે. શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના એકવીશમા અધ્યયનમાં સર્વ જીવની અનુકંપા કરવી કહી, તથા તે જ સૂત્રના ઓગણત્રીશમા અધ્યયનમાં પર જીવને દુઃખી દેખી તત્કાળ કંપે, તેને સુખશય્યા કહી. વળી શ્રી જ્ઞાતાસૂત્રમાં મેઘકુમારે હસ્તિના ભવમાં સસલાની દયા પાળી, ત્યાં અનુકંપાથી સંસાર પરિત કરચો કહ્યો, પણ આપણું પાપ ટાળવાનું સૂત્રમાં કહ્યું નહી. એકાંત જીવદયા આણી તેથી ધર્મ

ચ્ચો, તો બીજાને પાપ કેમ હોય? ત્યાં કોઈ કહે કે, પેલો કો ઈક જીવને હણે છે, તે તેનું પાપ તો તેને લાગે છે. પારકા ઝ ઘડામાં આપણે શા માટે પડવું જોઇએ? આપણને શું પાપ લાગે છે? ઉત્તર—શ્રી ઉપાસકદશા સૂત્રમાં ભગવંતે ગૌતમ સ્વામીને મહાશતકજીને ઘેર કેમ મોકલ્યા? ભગવંતને શું પાપ લાગ્યું? પારકા ઝઘડામાં કેમ પડ્યા? પરંતુ ઉપગારી હોય તે ઉપગાર કરે જ. વળી શ્રી ભગવતિ સૂત્રના બારમા શતકમાં શંખ પુષ્કળીને ક્રોધ કરતાં ભગવંતે કેમ વર્જ્યો? પણ ક્રોધ તે પાપ છે તો પાપ કરતાં વર્જવા. જો ક્રોધ કરતાં વર્જ્યો, તો હિંસા કરતાં વર્જે તેમાં શું દોષ છે? તથા શ્રી પ્રશ્નવ્યાક રણ સૂત્રના બીજા શ્રુતસ્કંધના પહેલા અધ્યયનમાં એ સર્વ જગત્ના જીવ રાખવા માટે ભગવંતે શાસ્ત્ર પ્રરૂપ્યાં છે. તો જગત્ના જીવ તો પોત પોતાના કર્મે કરી પચતા હતા, ભગ વંતને શું પાપ લાગતું હતું? પરંતુ ધર્મ વધારવા માટે ઉપગાર કર્યો છે? તે કારણ માટે બીજા પણ બચાવે તે ઉપગાર નિમિત્તે બચાવે છે.

વળી શ્રી શાંતિનાથ ભગવાનના ચરિત્રમાં મેઘરથ રા જાએ પારેવાની દયા પાળી, પાર્શ્વનાથ ભગવાને નાગ નાગ ણીને બળતા ઉગાર્યાં, મદનરેખા અને પદ્માવતીએ રાજા ના ઝઘડા ભાગ્યા? એમ અનેક ઠેકાણે દયાનો અધિકાર દેખાય છે. કોઈ કહે કે, સાધુને ઉપદેશ દેવો કે “જીવ મા ર્યાનાં કડવાં ફળ છે પણ આદેશ ન દેવો.” તેને ઉત્તર કે, શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના તેરમા અધ્યયનમાં ચિત્ર મુનિએ બ્રહ્મદત્ત ચક્રવર્ત્તિને આદેશ કેમ દીધો? કે “अज्जाइं कम्माइं

करेह रायं" હે રાજા ! જો તું ભોગ ન છાંડે તો આર્યકર્મ કર. મદ્યમાંસાદિકનો ત્યાય કર. પંચેંદ્રિય ઘાતાદિ મ્હોટાં કર્મ ન કર. એ ગૃહસ્થનો ધર્મ છે. જો સર્વ જીવની અનુકંપા કરીશ, તો પણ દેવતા થઇશ. તથા તે જ સૂત્રના અઢારમા અધ્યયનમાં "अभ्भन्न पत्थिवा तुभ्भं, अभ्भयदाया भयाइह" સંયતિ રાજાને ગર્દભાળી મુનિએ કહ્યું. "હે રાજન્! તને મ્હારાથી અભય છે તું પણ સર્વ જીવને અભયદાનનો દાતાર થા." વળી તે જ સૂત્રના પચીશમા અધ્યયનમાં જયઘોષ મુનિએ વિજયઘોષને કહ્યું. " તું દીક્ષા ઉતાવળો લે." ઇત્યાદિ અનેક ઠેકાણે આદેશ દીધો છે. જે માટે દયાનો, સત્યનો, શીળનો, ક્ષમાનો, વૈરાગ્યનો, તપસ્યાનો, દીક્ષાનો અને વ્રત પચ્ચખ્ખાણ ઈત્યાદિનો આદેશ દીધાથી દોષ નહી. સાધુ ગૃહસ્થિને કહે કે, ભાઈ! વ્યાખ્યાન સાંભળો. સામાયિક, પૌષધ, પ્રતિક્રમણ કરો, લીલોત્રી કંદમૂળાદિકનો ત્યાગ કરો. તે વચનમાં બિલકુલ દોષ નહી. શુદ્ધ નિર્દોષ વચન છે, અને સરાગભાવે ખુશામત રૂપ તથા પોતાના અન્ન પાણી વસ્ત્રાદિ લાભને અર્થે કરશે તો સાધુને કસર લાગશે, પણ ભાષામાં કસર નહી. વળી ગૃહસ્થિનાં અનેક કામ છે તે સાધુ તો કરે નહિ, કરાવે નહિ, અનુમોદે નહિ. તે ગૃહસ્થિ કરે છે. ત્યાં સાધુ પાપ કહે નહી. જ્ઞેય પદાર્થ જાણે છે. તે નિષેધે નહી. પોતાના સ્વામીનું કાર્ય કરે. સાધ્વિ નદીમાં તણાતી દેખે તો બહાર કાઢે, કોઈ સમયે સાધ્વિના શીળની રક્ષા કરવા માટે સાધુ ભેગો પણ રહે. પડિમાધારીને બળતી આગ્નિમાંથી બહાર કાઢે, ઇત્યાદિ પોતાનું કામ કરે. સંભોગીનું કરે, ત્યાં સાધુ આજ્ઞા ન આપે,

તેમ નિષેધે પણ નહી. આપણો દોષ ટાળવા કરવા ન દે. જ્ઞેય પદાર્થ જાણે છે; પણ ગૃહસ્થિમાં એકાંત પાપ કેમ હોય? તથા જે સાધુના ગુણ છે, તો ગૃહસ્થિને અવગુણ કેમ હોય? તથા ગૃહસ્થિ આશ્રી સાધુ એટલાં વાનાં ન કરે, ન કરાવે, ગૃહસ્થિને મારતો હોય તેને નિષેધે નહી. અનુમોદે પણ નહી. જેટલી જેટલી જીવરક્ષા હોય, તેટલો ધર્મ છે. જેટલો જેટલો અધર્મ છે, તેટલો અવ્રત કષાયનો ઉદય છે. તેટલું પાપ છે.

ઈહાં કોઈ કહે કે, જોરાવરીએ છોડાવવું, જોરાવરીએ ધર્મ ન હોય. તે નાસતી, કૂવામાં પડતી, કલેશ કરી જતી કાલી હો, ભર્ત્તારાદિ લઈ જતી સાધવિ સાધુ કેમ છોડે? કેમ પકડે? પરંતુ શીળ રાખવાના, અનુકંપાના શુભ પ્રણામ છે. વ્યવહારે ધર્મ છે તેથી ઉત્થાપના ન કરવી. દયાદિક સર્વ સંવરની કરણી છે. સંવર તો નિવૃત્તિભાવ છે, અને પ્રવૃત્તિ ભાવ તે શુભ આશ્રવ છે. તેથી પ્રવૃત્તિભાવની આજ્ઞા તો સાધુ ગૃહસ્થિને મન યોગની અને વચન યોગની દે છે, પણ કાયાના યોગની આજ્ઞા ન દે, તેનું શું કારણ? તેને ઉત્તર કે, મન વચન કાયાના યોગ ચોફરસી છે, તેથી નવી હિંસા ન થાય, અને કાયાના યોગ આઠ ફરસી છે, તેથી કોઈ સમયે અયત્નાનું ઠેકાણું છે. તે માટે સાધુ ગૃહસ્થિને પ્રવૃત્તિભાવમાં બે યોગની આજ્ઞા દે છે, પણ સાધુ ગૃહસ્થિને કાયાના યોગની આજ્ઞા ન દે. તથા સંભોગીને દે છે પણ સંવર તે ધર્મ છે. એ સંવરની ઓળખાણ કહી.

હવે નિર્જરાની ઓળખાણ કહે છે. તેમાં બે યોગની આજ્ઞા દે છે ને કાયયોગની આજ્ઞા સાધુને તે ખપાવ્યા પુદ્

ગળ વિપાકે કરી તથા પ્રદેશે ઉદય આવવે જે વેદના ભોગ વીને સ્થિતિ પૂર્ણ થઈ ખપાવ્યાં તથા બાર ભેદે તપસ્યાએ કરી ખપાવ્યાં નિર્જરાને કર્મના પુદ્ગળ, તે પુદ્ગળને દ્રવ્ય નિર્જરા કહીએ; અને જે પુદ્ગળ નિર્જરાથી જીવ ઉજળો થયો, તથા વીર્યાંતરાયના ક્ષયોપશમથી તપસ્યાદિકનું કરવું તે ભાવનિર્જરા; પરંતુ મુખ્યમાં તો નિર્જરાનો પણ જીવને શુદ્ધ કરવાનો સ્વભાવ છે. તે માટે જીવનો ગુણ જાણવો. જે કારણ માટે શ્રી ભગવતિ સૂત્રના સાતમા શતકમાં "कम्मं वे यणा ने कम्मं निज्जरा" જે વેદવું તે કર્મ. નિર્જરવું તે કર્મ નહી. વેદના જૂદી અને નિર્જરા જૂદી. તે કારણ માટે વિના ઉપયોગ તે દ્રવ્યનિર્જરા, તથા મિથ્યાત્વની કરણી નિન્હવાદિ કુદર્શનીની કરણી તે દ્રવ્યનિર્જરા, અને સમકિતદષ્ટિની ભાવનિર્જરાના બે ભેદ-૧ અકામનિર્જરા અને ૨ સકામ નિર્જરા. જે મનની અભિલાષા વિના ભૂખ, તૃષા, શીત તાપાદિ પરીસહ ખમે, બ્રહ્મચર્ય પાળે, તે અકામનિર્જરા. જે મનના ઉત્સાહ સહિત શીત તાપાદિ ખમે, તપસ્યા કરે, બ્ર હ્મચર્યાદિ પાળે તે સકામનિર્જરા. તથા સર્વ સંસારી જી વને સમયે સમયે વિના ઉપયોગે સાત આઠ કર્મ ત્રૂટે છે, તે અકામનિર્જરા કહીએ. તથા મુક્તિના ફળની અપેક્ષાએ મિથ્યાદષ્ટિનાં દાન, શીળ, તપ, ભણવું ગણવું સર્વ ક્રિયા શ્રી સૂયગડાંગસૂત્રના બીજા શ્રુતસ્કંધના આઠમા અધ્યયનમાં ક ર્મબંધનનું કારણ કહી છે, પણ નિર્જરાનું કારણ નહી. એ નિશ્ચે નયનું જ્ઞપરિજ્ઞા આશ્રી વચન છે, પણ બીજું તો મિ થ્યાત્વ શુભ કરણીથી અશુભકર્મ ખપે છે અને શુભકર્મ

બંધાય છે, દેવતા પ્રમુખની ગતિ પામે છે. તે માટે શ્રી ઉત્ત રાધ્યયન સૂત્રના સાતમા અધ્યયનમાં "लाम्नोदेवगइन्नत्रे" એ ક્રિયા નયમાં વ્યવહારે ધોખ વચન કહ્યું છે. વળી શ્રી ભગ વતિસૂત્રના આઠમા શતકના દશમા ઉદ્દેશામાં આરાધિકપણું કહ્યું છે. તે માટે ક્રિયાનાં ફળ મીઠાં છે. સમકિત વિના મોક્ષ નહી. તે માટે અકામનિર્જરા એક જ નયમાં કહી છે, અને સમકિતદષ્ટિની જેટલી ક્રિયા તે સર્વ મુક્તિનું કારણ છે. શુભ ક્રિયાથી કર્મ ખપે છે. અશુભ વિષય કષાયાદિ સેવવાથી પૂર્વે જે કર્મ બાંધ્યાં હોય તે ખપાવે છે. શુભ ભોગાવળિ કર્મ પણ ભોગવ્યા વિના ન છૂટે, તે માટે ભોગવે છે પણ વિરક્તભાવે લૂખે પ્રમાણે સેવે. અંતરંગથી સંસારમાં લુબ્ધ ન થાય. જેમ ધાવમાતા બાળકને ખેલાવે, પણ અંતરંમાં પોતાનો ન જાણે, તેમ ઉદાસ થકો વિષયાદિ સેવે છે. તે મિથ્યાત્વ રૂપ રસ વિના ચી કણાં કર્મ ન બાંધે. અલ્પકર્મ બાંધે. તથા સમકિતદષ્ટિ જીવને માઠી લેશ્યામાં આઉખાનો બંધ ન પડે. તેથી પૂર્વનાં સંચેલાં કર્મની નિર્જરા થાય છે.

ઈહાં કોઈ એમ કહે કે, "જ્ઞાનવંતના ભોગ, તે સર્વે નિ ર્જરા ખાતે છે, પણ બંધ ખાતે નહી. સમકિતદષ્ટિ જીવને પાપ ન લાગે." તે દુર્વચનના બોલનારા તથા દુષ્ટ પ્રણામના ધણી દેખાય છે. એમ કરતાં તો તપ, જપ, ક્રિયા સર્વ નિર ર્થક થાય. નિર્જરા તો શુભ પ્રણામથી થાય છે; અને ભોગ તો બંધના હેતુ છે, પણ સમકિતના કારણથી તીવ્ર બંધ ન પડે. શ્રી આચારાંગ સૂત્રના પહેલા શ્રુતસ્કંધના ત્રીજા અધ્યય નમાં "सम्मदिट्ठि न करेइ पावं" ઈહાં કોઈ એવો અર્થ કરે છે

કે, સમકિતદષ્ટિને પાપ ન લાગે, તે વાત એકાંત દુર્નયની સ્થાપના છે. જે માટે શ્રી ભગવતિ સૂત્રના છવીશમા શતકના સત્તાવીશમા ઉદ્દેશામાં કહ્યું છે કે, નવમા ગુણઠાણા સુધી પાપ લાગે છે. પાપના બંધ આશ્રી સમકિતદષ્ટિના બંધના કારણના ચાર ચાર ભાંગા લાભે છે. તે માટે સરાગીને પાપ તો સમયે સમયે લાગે છે. વીતરાગીને લાગતું નથી, અને એ પદમાં તો ગુરૂ શિષ્યને ઉપદેશ દે છે કે, હે શિષ્ય! જન્મ, મરણ અને વૃદ્ધાવસ્થાનાં દુઃખ દેખી સમકિતદષ્ટિ પાપ ન કરે. એ ઉપદેશ વચન છે. તથા બીજો અર્થ "परमंति नच्चा" પરમ મુક્તિનું કારણ જાણી મુક્તિ નિમિત્તે સમકિતદષ્ટિ પાપ ન કરે. તથા ત્રીજો અર્થ—જે સમકિતદષ્ટિ થયાં પંદર ભવમાં સંસાર કરયો, તે આધકાં પાપથી સોળમો ભવ ન કરે. સમકિતદષ્ટિ થકાં તીવ્રભાવે પાપ ન કરે. તેથી ઘણો બંધ નહી, પણ ભાવ ન માને તે વાત જૂઠી નહિ હોય. ત્યારે સાધુ શ્રાવકનાં વ્રત પચ્ચખ્ખાણ કરવાં તે ખોટાં થાય છે. પરંતુ એ વાત ન મળે, અને સમકિત પામ્યા પછી મિથ્યાત્વની કરણીમાં પાપ કર્મ નકરે. તે માટે સમયે સમયે હલકો થાય છે, સમયે સમયે કર્મ પણ બંધાય છે. નિર્જરા પણ છે. બંધ પણ અલ્પ છે નિર્જરા ઘણી છે. કોઈ કરણીથીઘણાંબંધાય અને કોઈ કરણીથી ઘણાં નિર્જરે; પણ સર્વે ખાતાં કરતાં બંધનું ખાતું અલ્પ છે. તેથી શુદ્ધ થઈને મુક્તિ થાય છે. વળી મિથ્યાત્વિને પણ સમયે સમયે બંધાય છે અને સમયે સમયે છૂટે છે, પણ કોઈ અવસ્થામાં ઘણાં બંધાય ને અલ્પ છૂટે, તેથી ભારે થાય, અને એકેંદ્રિય જાતિ નરકાદિ ગતિમાં ઉપજે છે. વળી કોઈ સમયે અલ્પ બંધાય અને ઘણાં

નિર્જરે તેથી તુંબડીની પેઠે હલકો થઇને ઉત્કૃષ્ટથી નવગ્રૈવે ચક સુધી ઉપજે છે, પણ નિશ્ચે મુક્તિનો માર્ગ નથી. સંસારમાં સુખ દુઃખ બેહુ પામે. ક્રિયાનાં ફળ મીઠાં છે, તે ભોગવે. વ ળી મિથ્યાદષ્ટિ કરતાં સમકિતદષ્ટિ નિશ્ચે આધક છે. જે કોઈ મિથ્યાત્વિ, બાળતપસ્વિ, તથા નિન્હવાદિ અલ્પમિથ્યાત્વિ આરંભ પરિગ્રહ રહિત અપ્રમત્ત કષાય ઉપશમાવી શુભયોગ શુભધ્યાને વર્ત્તનાર, શુક્લલેશી, રાગ દ્વેષ પાતળા, નવગ્રૈવે ચક સુધી જનારો જે સમકિતદષ્ટિ મહાઆરંભ પરિગ્રહવંત મહા કષાઈ, અશુભયોગ, હિંસક, કૃષ્ણલેશી, તો પણ તે નિ ન્હવાદિકની અપેક્ષાએ અલ્પકર્મિ છે. અલ્પ આશ્રવી છે. તે નિશ્ચે શીઘ્ર મોક્ષગામી છે. જે માટે જે ધર્મિ છે તેને જ્ઞાન દ ર્શન બેહુ તરફનો ધર્મ છે એક ચારિત્ર નથી, અને તેને તો જ્ઞાન દર્શન બેય નથી, એક દ્રવ્યચારિત્ર છે. જો કે, પાંચ આશ્રવના પાંચ આંક હલકા છે, તો પણ તેને પહેલો આંક તો છે જ નહી. ચાર આંક ભારે હોય, તો પણ પાંચને ન પહોચે. તે માટે સમકિતદષ્ટિની સકામનિર્જરા છે. તે નિર્જરા શુ ભયોગથી નિપજે છે. તે નિર્જરાના અનશનાદિ બાર ભેદ તે સર્વ જીવ ઉપર છે. સારીસારી કરણીથી કર્મ નિર્જરે છે, તપ કરવું, ધ્યાન ધરવું, સૂત્રનું ભણવું ગણવું, શીખવું, ધર્મ કથા કરવી, નિર્દોષ વસ્તિ સેવવી, કાઉસ્સગ્ગ કરવો, વિનય વૈયાવચ્ચ સાચવવી, પ્રાયશ્ચિત્ત લેવું, રસ ત્યાગવો, ભિક્ષાએ અભિગ્રહ અટ્રણ, ઉનોદરિ રાખવી, ઇત્યાદિ નિર્જરાનાં સ્થા નક છે. એ નિર્જરાથી કર્મ ક્ષય થાય. અંતર આત્મા શુદ્ધ થાય તે માટે ધર્મ કહીએ. એ પ્રકારે નિર્જરાની ઓળ

ખાણુ કહી.

હવે બંધની ઓળખાણ કહે છે. શિષ્યે ગુરૂને પૂછ્યું કે, હે સ્વામિન્ ! પહેલાં કર્મ અને પછી જીવ એ વાત મળે કે નહી ? ગુરૂએ કહ્યું. હે શિષ્ય ! એ વાત ન મળે. શિષ્યે કહ્યું, એ વાત કેમ ન મળે.? ઉત્તર–જીવ વિના કર્મ કોણે કરચાં ? તેથી એ વાત ન મળે (૧). વળી શિષ્યે પૂછ્યું કે, હે સ્વામિન્ ? પહેલો જીવ અને પછી કર્મ એ વાત મળે કે નહી ? ગુરૂએ કહ્યું. એ વાત પણ ન મળે. શિષ્યે કહ્યું. એ વાત કેમ ન મળે ? ગુરૂએ કહ્યું. જો પહેલાં જીવ કર્મ રહિત હોત તો નવાં કર્મ લાગે છે, અને જો નવાં કર્મ લાગશે તો અજીવને પણ લાગશે. સિદ્ધને પણ લાગશે તેથી એ વાત ન મળે (૨). શિષ્યે પૂછ્યું કે, હે સ્વામિન્ ! જીવ અને કર્મ એ બેહુ સાથે ઉપન્યા એ વાત મળે કે નહી ? ગુરૂએ કહ્યું. ન મળે. પ્રશ્ન–કેમ ન મળે ? ઉત્તર–એમ કરવાથી જીવ અને કર્મ એ બેહુની આદિ ઠરશે. નવા ઉપન્યા. જો નવા જીવ ઉપજશે તો સંસારમાં સમાશે નહી. તેથી ન મળે (૩). પ્રશ્ન–હે સ્વામિન્ ! જીવ કર્મ રહિત છે એ વાત મળે કે નહી ? ઉત્તર–ન મળે. પ્રશ્ન–કેમ ન મળે. ઉત્તર–જો જીવ કર્મ રહિત છે તો સંસારમાં સુખ દુઃખ કેમ પામે છે ? કર્મ રહિત સંસારમાં ભમે તો સિદ્ધ પણ ભમે; પણ તે તો ભમતા નથી તેથી ન મળે (૪). પ્રશ્ન–હે સ્વામિન્ ! જીવનું સ્વરૂપ કેવું છે ? ઉત્તર–જીવ અને કર્મ એ બેહુનો અનાદિકાળનો સંયોગ છે. નવા ઉપન્યા નથી (૫). પ્રશ્ન–હે સ્વામિન્ ! જીવ અને કર્મને અનાદિકાળનો સંયોગ છે, તે જીવને કર્મનો સંયોગ કેમ છૂટે ? ઉત્તર–જેમ ધા

તુને માટીનો સંયોગ અનાદિનો છે કોઇએ કર્યો નથી પણ
અગ્નિના સંયોગેના ઉપાયથી તે બેહુ જૂદાં થાય છે. તેમ જી
વને કર્મનો સંયોગ છે પણ જ્ઞાન, દર્શન, ચારિત્રઅને તપના
ઉપાયે કરીને છૂટે છે.-જૂદા જૂદા થાય છે (૬). પ્રશ્ન-હે સ્વા
મિન્! કર્મ કોણે કરચાં અને કર્મ કરવાનો સ્વભાવ કોનો છે?
ઉત્તર-વ્યવહાર નયે તો જીવે કર્મ કરચાં અને નિશ્ચે નયે તો
જીવ કર્મ કરે નહી. કર્મનો કર્ત્તા કર્મ છે કે, કર્મનો કર્ત્તા આ
શ્રવ છે? જો જીવ કરે તો સિદ્ધના પણ જીવ છે તે કેમ નથી
કરતા? પરંતુ સંયોગી જીવ કર્મે કરી સહિત છે તે આગળનાં
કર્મ અને નવાં કર્મ ખેંચે છે. તે ન્યાયે કર્મનો કર્ત્તા કર્મ છે.
ત્યાં દ્રવ્યકર્મ તે વર્ણાદિ સહિત કર્મ વર્ગણાના ચોફરશી ખંધ
તે દ્રવ્યકર્મને ગ્રહે છે અને ભાવકર્મ તે રાગ દ્વેષ મોહાદિ જી
વના અશુદ્ધ પ્રણામ તે ભાવકર્મના કર્ત્તા છે, અને જીવ ચે
તના જ્ઞાન અજ્ઞાન લક્ષણ છે. જ્ઞાન અજ્ઞાન ચેતનાએ કરી
સહિત છે. સર્વે દ્રવ્ય આપનો કર્ત્તા છે, પણ પરભાવનો કર્ત્તા
નથી. શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના વીશમા અધ્યયનમાં કહ્યું છે
કે, "अप्पा कत्ता विकत्ताय" આત્માને કર્ત્તા કહીએ. તે કષાય
આત્મા, યોગ આત્મા ભાવકર્મના કર્ત્તા છે. એ ન્યાયે કહ્યું
છે; પણ પુદ્ગળ જ છે; અને ભાવકર્મના કર્તા રાગાદિ પ્ર
ણામ છે તેના સુખ દુઃખનો વેદનાર પણ રાગાદિ છે; પણ
વ્યવહારે કર્મનો કર્ત્તા જીવ જ છે. અજીવ નહી. અજીવ કર્મ
કરે તો ઘટ પટ્ટાદિ કેમ ન કરે? તે માટે એકલો જીવ પણ કર્ત્તા
નહી, તેમ એકલો પુદ્ગળ પણ નહી. જીવને કર્મ પુદ્ગળનો
સંયોગ તે કર્મ કરે છે. એ સર્વે કર્મ બાંધવાનો ઉપાય. તે આ

શ્રવ કરે છે. તે પુદ્ગળ જીવના અધ્યવસાય પણ છે. બેહુથી કર્મ નીપજે છે. જેમ ઘડાનો કર્ત્તા કુંભાર, તે કુંભારના અધ્યવસાય વિના ઘડો ન હોય અને માટીને ચાક વિના પણ ઘડો ન હોય. તેમ અધ્યવસાયને પુદ્ગળ વિના કર્મ ન હોય. બેહુને સંયોગે કર્મ નિપજે છે; અને એવંભૂત નયમાં તો કુંભારને જ ઘડો કહીએ. જે માટે ઘડાનો કર્ત્તા ઘડો છે તેમ જીવને પણ કર્મ કહીએ. તે માટે કર્મનો કર્ત્તા કર્મ છે, પણ જીવ નહી.

હવે બંધના ચાર ભેદ કહે છે. ૧ પ્રકૃતિબંધ, ૨ સ્થિતિબંધ, ૩ અનુભાગ બંધ અને ૪ પ્રદેશ બંધ. હવે તેનો અર્થ મોદકના દષ્ટાંતે કહે છે. જેમ કોઈ લાડુ વાયુને હરે, કોઈ પિત્ત હરે, કોઈ શ્લેષ્મ હરે, કોઈ ધાતુવૃદ્ધિ કરે, તેમ કોઈ કર્મની પ્રકૃતિ જ્ઞાનને આવરે, કોઈ દર્શનને આવરે, કોઈ ચારિત્રને આવરે, કોઈ સુખ દે, કોઈ દુઃખ દે, તે પ્રકૃતિબંધ કહીએ (૧).

જેમ કોઇ લાડુની પંદર દિવસની સ્થિતિ, કોઇની એક માસની. ને તે પછી વિણસે. તેમ કોઇ પ્રકૃતિની વીશ કોડાકોડી સાગરની સ્થિતિ, કોઇની ત્રીશ કોડાકોડિ સાગરની, કોઇની શિત્તેર કોડાકોડિ સાગરની એટલા સુધી તે પરમાણુઆ સત્તામાં રહે. પછી ખરી જાય. તે સ્થિતિબંધ કહીએ (૨).

જેમ કોઈ લાડુ ચોગણી ખાંડના રસમાં નીપન્યો, કોઈ ત્રીગુણી, કોઈ બમણી તો કોઈ સરખો ખાંડનો, તેમ કોઈ પ્રકૃતિ ચૌઠાણવડિયા રસમાં, કોઈ તિઠાણવડિયા રસમાં, કોઈ દુઠાણવડિયા રસમાં, કોઈ એકઠાણવડિયા રસમાં. જે માટે યોગને પ્રતાપે કર્મ ગ્રહે છે. તેને કષાય પ્રતાપે રસ પડે છે.

અનંતાનુબંધી કષાયમાં પાપ પ્રકૃતિનો ચૌઠાણવડિયો રસ, અપ્રત્યાખ્યાનીમાં ત્રીઠાણ, પ્રત્યાખ્યાનીમાં દુઠાણ, સંજળમાં એકઠાણવડિયો રસ સત્તર પ્રકૃતિનો હોય; અને પુન્યપ્રકૃતિનો એકઠાણવડિયો રસ હોય. તે માટે અનંતાનુબંધી કષાયમાં પુન્યપ્રકૃતિનો એકઠાણવડિયો રસ, અપ્રત્યાખ્યાનીમાં દુઠાણ, પ્રત્યાખ્યાનીમાં ત્રીઠાણ, સંજળમાં ચૌઠાણ. ત્યાં શુભપ્રકૃતિનો રસ ઇક્ષુને દષ્ટાંતે, અને અશુભપ્રકૃતિનો રસ નિંબને દષ્ટાંતે. તે અનુભાગ બંધ (૩).

જેમ કોઈ લાડુ પાશેરનો, કોઈ અર્ધશેરનો, કોઈ શેરનો, તેમ એકેક કર્મપ્રકૃતિના અભવિથી અનંતગુણા પરમાણુઆ છે. તે કોઈના થોડા; તે પ્રદેશબંધ (૪). એ ચાર પ્રકારનો બંધ જીવની સાથે લોળિભૂત છે પરંતુ કર્મને જીવની પેઠે જૂદો નથી. તલને તેલની પેઠે એકમેક છે. પરંતુ કંચુકની પેઠે નહી. એ બંધ પદાર્થ તેરમા ગુણઠાણા સુધી છે. જ્યાં આશ્રવ ત્યાં બંધ. બંધનો વિકાર પુન્ય પાપ. એ ચાર આશ્રવની કરણીથી નિપજે છે. એ બંધની ઓળખાણ કહી.

હવે પુન્ય પાપ બંધના ઉદયના ભાંગા કહે છે. ૧ પુન્ય એકલું બાંધે ને એકલું ઉદય આવે. ૨ પુન્ય એકલું બાંધે ને પાપ ઉદય આવે. ૩ પુન્ય એકલું બાંધે પણ ઉદય ન આવે એટલે ક્ષય જાય. ૪ પુન્ય એકલું બાંધે પણ વક્રમન પાપયોગ હોય.

૧ પાપ બાંધે અને પાપ ઉદય આવે.
૨ પાપ બાંધે ને બેહુ ઉદય આવે.
૩ પાપ બાંધે તે ક્ષય જાય.

૪ પાપ બાંધે તે પુન્યપણે પરિણમે ને પુન્ય ઉદય આવે.

---

૧ બેહુ ભેગાં બાંધે ને ભેગાં ભોગવે.
૨ બેહુ ભેગાં બાંધે, તેમાં પાપ પહેલાં ઉદય આવે ને પુન્ય પછી ઉદય આવે.
૩ બેહુ ભેગાં બાંધે, તેમાં પુન્ય પહેલાં ઉદય આવે ને પાપ પછી ઉદય આવે.
૪ બેહુ ભેગાં બાંધે ને બેહુ ક્ષય જાય.

---

૧ એક બાંધે ને બે ભોગવે.
૨ બે બાંધે ને એક ભોગવે.
૩ એક બાંધે ને એક ભોગવે.
૪ બે બાંધે ને બે ભોગવે.

---

૧ પુન્ય બાંધે ને પુન્ય ભોગવે.
૨ પુન્ય બાંધે ને પાપ ભોગવે.
૩ પાપ બાંધે ને પુન્ય ભોગવે.
૪ પાપ બાંધે ને પાપ ભોગવે.

---

૧ પુન્ય બાંધે ને પુન્ય ભોગવે.
૨ પુન્ય બાંધે ને પુન્ય ભોગવે.
૩ પુન્ય બાંધે ને પુન્ય ભોગવે.
૪ પુન્ય બાંધે ને પુન્ય ભોગવે.

---

૧ પાપ બાંધે ને પાપ ભોગવે. ૨ પાપ બાંધે ને પાપ ભોગવે.
૩ પાપ બાંધે ને પાપ ભોગવે. ૪ પાપ બાંધે ને પાપ ભોગવે.

---

૧ સુભે નામ મેગે સુભે. ૨ સુભે નામ મેગે અસુભે.
૩ અસુભે નામ મેગે સુભે. ૪ અસુભે નામ મેગે અસુભે.

---

૧ પુન્યાનુબંધી પુન્ય. ૨ પુન્યાનુબંધી પાપ.
૩ પાપાનુબંધી પુન્ય. ૪ પાપાનુબંધી પાપ.

---

૧ બેહુ બાંધે તેમાંથી પાપ ક્ષય જાય અને પુન્ય ઉદય આવે.
૨ બેહુ બાંધે તેમાં પુન્ય ક્ષય જાય ને પાપ ઉદય આવે.
૩ બેહુ બાંધે તે બેહુ ક્ષય જાય. ઉદય ન આવે.
૪ બેહુ બાંધે ને બેહુ ઉદય આવે.

---

૧ પુન્યનું પુન્ય હોય. ૨ પુન્યનું પાપ હોય.
૩ પાપનું પુન્ય હોય. ૪ પાપનું પાપ હોય.

---

૧ પુન્યમાં પુન્ય હોય. ૨ પુન્યમાં પાપ હોય.
૩ પાપમાં પુન્ય હોય. ૪ પાપમાં પાપ હોય.

---

૧ પુન્યમાં પુન્યની મતિ. ૨ પુન્યમાં પાપની મતિ.
૩ પાપમાં પુન્યની મતિ. ૪ પાપમાં પાપની મતિ.

---

૧ બેહુ બાંધે તે બેહુ પરિણમે, એક પાપ ઉદય આવે.
૨ બેહુ બાંધે તે બેહુ પરિણમે. એક પુન્ય ઉદય આવે.

એ બંધ પદાર્થના ભાંગા કહ્યા.

હવે મોક્ષની ઓળખાણ કહે છે. મોક્ષના બે ભેદ-૧ દ્રવ્યમોક્ષ અને ૨ ભાવમોક્ષ. ૧ જે મૂકાણા તે દ્રવ્યમોક્ષ. ૨ જે કર્મ મૂકવાથી ઉજળો થયો તે ભાવમોક્ષ; પણ મોક્ષ તે જીવનો નિજ ગુણ છે. તે માટે દ્રવ્યથી મૂકાણા તે દ્રવ્યમોક્ષ. અશુભ ભાવથી મૂકાણા તે ભાવમોક્ષ. જે દેશથી કર્મ ખપે તે નિર્જ્જરા અને સર્વથી ખપે તે મોક્ષ. અથવા અપેક્ષાએ સંસારી જીવને પણ મોક્ષ ગણીએ. શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના તેરમા અધ્યયનમાં કહ્યું છે કે-"सव्वं सुचिन्नं सफलं नराएं, कमाण कम्माण नमोख्ख अत्थि" તથા શ્રી ભગવતિ સૂત્રના પહેલા શતકના ચોથા ઉદ્દેશામાં "जे रइय सच्चा जाव वेइत्ता मोख्खो नत्थि अवेइत्ता तसावा जोसइत्ता" ઉત્તરાધ્યયનમાં તોડવાનો ઉપાય તે નિર્જ્જરા, ત્રૂટયાથી આત્મા શુદ્ધ થાય તે મોક્ષ. જેમ ઘડાવડે પાણી કાઢીને માંહિથી રત્ન કાઢે, તેમ તલાવ તે જીવ અને આશ્રવનાં ધડનાળાં રોકયાં તે સંવર. અરહટ્ટ તે નિર્જ્જરા. જેટલું તળાવ ખાલી થયું તેટલું મોક્ષ થયું કહેવાય. જ્ઞાનરત્ન નજીક થયું. જેમ ઉલેચવું તે નિર્જ્જરા. મસ્તકનું શુદ્ધપણું તે મોક્ષ. "तवसावा झोसइत्तावा" ઇતિ વચનાત્. ખુરસાણ તે નિર્જ્જરા. ખડનું નિર્મળપણું તે મોક્ષ. જો એમ ન ગણે તો કેવળીને કેટલા કર્મનો બંધ ? અને કેટલાનો મોક્ષ ? જો ચાર કર્મનો મોક્ષ કહેશો તો પણ ઉદ્દેશ મોક્ષ ઠરશે. એ પ્રકૃતિ આશ્રી પણ મોક્ષ થશે. એક પ્રકૃતિના ઉત્તર પરમાણુઓ ખશા તે પણ થશે. તથા જે કર્મ ખપાવી સિદ્ધ થયા છે તેને પણ અપેક્ષાએ મોક્ષ કહીએ. જે માટે

શ્રી નવતત્વપ્રકરણ ગ્રંથમાં મોક્ષ તે સિદ્ધને જ કહ્યા છે. તથા શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના વીશમા અધ્યયનમાં મોક્ષના ચાર માર્ગ કહ્યા છે. ૧ જ્ઞાન, ૨ દર્શન, ૩ ચારિત્ર, ૪ તપ. તે જ્ઞાનના બે ભેદ-૧ દ્રવ્યજ્ઞાન, ૨ ભાવજ્ઞાન, દ્રવ્યજ્ઞાન તે જાણ અજાણ ઉપયોગવંત તથા પત્ર, લખેલું પુસ્તક તથા જાણગ શરીર, ભવ્ય શરીર, તથા મિથ્યાત્વિનું ભણવું ગણવું તે દ્રવ્યજ્ઞાન અને સમકિતદૃષ્ટિનું ભણવું ગણવું જાણપણું તે ભાવજ્ઞાન. એમ દર્શન, ચારિત્ર ને તપ જાણવું. એ ચાર ભેદ મોક્ષના છે. તેમાં મિથ્યાત્વિને દેશ થકી વ્યવહાર નયે મોક્ષ છે પણ નિશ્ચે નયે મોક્ષ નથી. સમકિતદૃષ્ટિને વ્યવહાર નિશ્ચે બેહુમાં મોક્ષ છે. એ પ્રકારે મોક્ષની ઓળખાણ કહી. ઇતિ પાંચમો ઓળખણાદ્વાર સમાપ્તમ્.

---

## હવે છઠ્ઠો કૂણદ્વાર કહે છે.

૧ જીવ તે છમાં કૂણ? નવમાં કૂણ? છમાં જીવ, નવમાં જીવ. દ્રવ્યની અપેક્ષાએ જીવ. સર્વ નિર્જરા. ૨ અજીવ તે છમાં કૂણ? છમાં પાંચ આગલ્યા, નવમાં અજીવ. પુન્ય, પાપ, આશ્રવ ને બંધ. ૩ પુન્ય છમાં કૂણ? નવમાં કૂણ? છમાં પુદ્ગળ, નવમાં પુન્ય, આશ્રવ, બંધ અજીવ. ૪ પાપ છમાં કૂણ? નવમાં કૂણ? છમાં પુદ્ગળ, નવમાં અજીવ, પાપ, આશ્રવ ને બંધ. ૫ આશ્રવ છમાં કૂણ? નવમાં કૂણ? છમાં પુદ્ગળ, નવમાં અજીવ, પુન્ય, પાપ, આશ્રવ ને બંધ. ૬ સંવર છમાં કૂણ? નવમાં કૂણ? છમાં જીવનો નિજ ગુણ, નવમાં સંવર. ૭ નિર્જરા છમાં કૂણ? નવમાં કૂણ? છમાં

જીવનો નિજ ગુણ, નવમાં નિર્જ્જરા. ૮ બંધ છમાં કૂણ? નવમાં કૂણ? છમાં પુદ્દગળ પરિણામ. નવમાં પુન્ય, પાપ, આશ્રવ, બંધને અજીવ. ૯ મોક્ષ છમાં કૂણ? નવમાં કૂણ? છમાં જીવનો નિજ ગુણ, નવમાં મોક્ષ.

હવે નય આશ્રી કહે છે. પુન્ય, પાપ, આશ્રવ ને બંધ એ ચારના ભાવ તે જીવના અધ્યવસાય છે. દ્રવ્ય તે કર્મ પુદ્દગળ છે. તે લેખે છમાં જીવને પુદ્દગળ કહીએ. નવમાં જીવ, અજીવ, પુન્ય, પાપ, આશ્રવને બંધ કહીએ. એક અપેક્ષાએ શુભ યોગને પણ નિર્જ્જરા કહીએ. એક નયમાં સંવર પણ કહીએ. મોક્ષ પણ હોય છે. એમ ભાવપુન્ય તે નિર્જ્જરાની કરણીથી હોય તે માટે નિર્જ્જરા પણ કહીએ. પરંતુ મુખ્ય નયમાં પુન્ય, પાપ, આશ્રવ, બંધ એ ચારને જીવને અશુદ્ધ કરવાનો સ્વભાવ છે. જીવને સંસારમાં ભમાવવાના હેતુ છે. તે માટે જીવના નિજ ગુણ ન કહીએ. એ તો કર્મના ગુણ છે. તે માટે જીવમાં ન કહીએ; તથા સંવર, નિર્જ્જરા અને મોક્ષ એ ત્રણ્યને જીવને શુદ્ધ કરવાનો સ્વભાવ છે. સંસાર ટાળવાનો ઉપાય છે. તે ન્યાયે જીવના નિજ ગુણ છે. જે માટે એવંભૂત નયમાં જીવના ગુણને જીવ કહીએ. તે ન્યાયે છમાં જીવ કહે તો દોષ નહી. તે પણ વ્યવહારે છે. નિશ્ચે લક્ષણ બે છે. શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના અઠ્ઠાવીશમા અધ્યયનમાં કહ્યું છે કે, "चत्तकारण संजुत्तं, नाणदंसण लक्खणो" ઇતિ વચનાત્. ચારિત્ર તપ તે જ્ઞાનનાં ઉપગરણ છે. સિદ્ધમાં ચારિત્ર સંવર નહી; અને એના દ્રવ્ય તો ઉપચારિક નયમાં છે, પણ પરમાર્થમાં નહી.

હવે પ્રકારાંતરે નવ પદાર્થ દેખાડે છે. જ્ઞાન દ્રવ્ય છમાં કૂણ? નવમાં કૂણ ? છમાં જીવના નિજ ગુણ, તે માટે જીવ. નવમાં જીવના ગુણને મોક્ષ. ચારિત્ર છમાં કૂણ ? નવમાં કૂણ ? છમાં જીવના પર્યાય. નવમાં જીવ, સંવર, નિર્જ્જરા ને મોક્ષ. ૧ જ્ઞાતા તે કૂણ? ૨ જ્ઞેય તે કૂણ ? ૩ જ્ઞાન તે કૂણ? જ્ઞાતા તે જીવ. જ્ઞેય તે જીવાજીવાદિ છ દ્રવ્ય, નવ પદાર્થ. જ્ઞાન તે જીવનો નિજ ગુણ, જ્ઞાનાવરણી, દર્શનાવરણીનો ક્ષયોપશમ જાણપણું. ૧ સદ્દહનારો કૂણ ? ૨ સદ્દહે કોને ? ૩ સદ્દહવું તે શું ? સદ્દહનારો જીવ. સદ્દહે તે છદ્રવ્ય, નવ પદાર્થને. સદ્દહણા તે જીવનો નિજ ગુણ. દર્શનમોહનીનો ક્ષયોપશમ સદ્દહવો, એમ ચારિત્રનો ધણી તે જીવ. ચારિત્ર તે પાંચ આશ્રવનું ત્યાગવું. તે જીવના ગુણ પર્યાય. ચારિત્રમોહનીનો ક્ષયોપશમ. ૧ ધ્યાય તે કૂણ? ૨ ધેય તે કૂણ? ૩ ધ્યાન તે કૂણ ? ધ્યાવે તે જીવ. ધેય તે જીવ પંચપરમેષ્ટિ તથા છ દ્રવ્ય, નવ પદાર્થ. ધ્યાન તે ધ્યાવવું. જ્ઞાન તથા યોગ નિરોધનો ભેદ. ચાલે તે કૂણ? ચાલે તે જીવ પુદ્ગળ ચાલનારો. સહાય્ય આપે તે ધર્મા સ્તિકાય. ચાલવું તે ગતિ પ્રણામ. સ્થિર રહે તે કૂણ ? સ્થિર રાખે તે કૂણ? સ્થિર રહે તે જીવ પુદ્ગળ. સ્થિર રહેવાની સહાય્ય અધર્માસ્તિકાય આપે. સ્થિર રહેવું તે સ્થિત પ્રણામ. અવગાહે તે કૂણ ? અવગાહે તે જીવાદિ છ દ્રવ્ય. અવગાહવાની સહાય્ય આપે તે આકાશાસ્તિકાય. નવ જીર્ણતા કોની ? નવ જીર્ણતા જીવ પુદ્ગળની. કહે વર્ત્તે તે કૂણ ? વર્ત્તે તે કાળ. નવજીર્ણતાનો કરનારો કૂણ ? નવજીર્ણતાનો કરનારો પણ કાળ. ભોગવે ગ્રહે તે કૂણ ? ભોગવે ગ્રહે કોને ? ભોગવે ગ્રહે તે જીવ.

ભોગવે ગ્રહે, લે મૂકે, તે પુદ્ગળ ને. કર્ત્તા તે કૂણ ? કરચાં તે શું ? કર્ત્તા તે જીવ. કરચાં તે કર્મ. ઉપન્યા તે કૂણ ? ઉપાવે તે કૂણ ? ઉપન્યાં તે કર્મ, ઉપાવે તે જીવ. એમ લગાવે તે જીવ. લાગ્યાં તે કર્મ. રોકનારો જીવ, રોકવું તે સંવર. જીવનો નિજ ગુણ. ત્રૂટચાં તે કર્મ. બાંધનારો જીવ. બાંધવી તે ક્રિયા. બાંધ્યાં તે કર્મ. મૂકાવનારો જીવ. મૂકવું તે જીવનો નિજ ગુણ. મૂક્યા તે કર્મ. ને રોકયાં તે જીવ. કર્મ તોડે તે જીવ. ત્રૂટચાં તે કર્મ. બાંધે તે જીવ. બાંધ્યાં તે કર્મ. મૂક્યા તે જીવ. મૂક્યાં તે કર્મ. ઇતિ છઠ્ઠો કૂણદ્વાર સમાપ્તમ્.

---

## हवे सातमो आत्माद्वार कहे छे.

૧ જીવ તે આત્મા છે, બીજો નહી. ૨ અજીવ તે આત્મા નહી, બીજો છે. ૩ પુન્ય, ૪ પાપ, ૫ આશ્રવ, ૬ બંધ એ સર્વ એમ જ જાણવા. ૭ સંવર, ૮ નિર્જ્જરા, ૯ મોક્ષ તે આત્મા છે પણ બીજો નહી. એ તો મુખ્ય નય કહી. હવે ઉપચારિક નયમાં પુન્ય, પાપ, આશ્રવ, બંધ એ ચાર આત્મા પણ છે. શ્રી ભગવતિ સૂત્રના બારમા શતકના દશમા ઉદ્દેશામાં પરમાણુઆને પણ આત્મા કહ્યા છે. તે ન્યાયે નવ પદાર્થને આપ આપણી અપેક્ષાએ આત્મા જ કહીએ. તથા નવ પદાર્થ આત્માને આવે છે. તથા નવતત્વનું જાણપણું તે આત્મા છે. ત્યાં જીવ તે દ્રવ્ય આત્મા છે. સંવર, નિર્જ્જરા, મોક્ષ તે ચારિત્ર આત્માના ભેદ. નવપદાર્થનું જાણપણું તે જ્ઞાનઆત્મા, ઉપયોગ આત્મા, સદ્દહવું તે દર્શન આત્મા, ક્રિયાની શક્તિ ફેરવવી તે વીર્ય આત્મા. પુન્ય, પાપ, આશ્રવ, બંધ તે ક

પાય આત્મા તથા જોગ આત્મા. ઇતિ સાતમો આત્માદ્વાર.

## હવે આઠમો સાવદ્ય નિર્વદ્યદ્વાર કહે છે.

જીવ સાવદ્ય પણ નિર્વદ્ય નહી. ૧ જીવના પ્રણામ સાવદ્ય નિર્વદ્ય છે. ૨ અજીવ સાવદ્ય નિર્વદ્ય નહી. ૩ પુન્ય, ૪ પાપ, ૫ આશ્રવ, ૬ બંધ તે સાવદ્ય પણ નિર્વદ્ય નહી. તેની કરણી સાવદ્ય નિર્વદ્ય બેહુ છે. પુન્યની કરણી શુદ્ધ આશ્રી નિર્વદ્ય જ છે. તથા એક નયે પંચાગ્નિ પ્રમુખનું સહવાદિ પુન્ય, ને નિર્જ્જરાની કરણી સાવદ્ય પણ છે. ૭ સંવર, ૮ નિર્જ્જરા અને ૯ મોક્ષ તે નિર્વદ્ય છે. ઇતિ આઠમો સાવદ્ય નિર્વદ્યદ્વાર.

## હવે નવમો રૂપિ અરૂપિદ્વાર કહે છે.

એક નયમાં નવ પદાર્થ રૂપિ છે, એક નયમાં નવ પદાર્થ અરૂપિ છે. એક નયમાં ચારૂ રૂપિ અને ચાર અરૂપિ છે. એક મિશ્ર છે તે કેમ? જીવને રૂપિ શા ન્યાયે કહીએ? જીવ પોતે તો અરૂપિ છે પણ કાયાએ કરીને રૂપિ છે. જે માટે શ્રી ઠાણાંગસૂત્રના બીજા ઠાણામાં બે પ્રકારના જીવ કહ્યા છે. ૧ સિદ્ધ તે અરૂપિ અને ૨ સંસારી તે રૂપિ. તથા પ્રત્યક્ષ લોક પણ એમ જ કહે છે કે, "એ કાળો જીવ જાય, એ પીળો જીવ જાય." ઇત્યાદિ કારણે કાયાને સંયોગે રૂપિ કહીએ, અને અરૂપિ તો પ્રસિદ્ધ છે. શુદ્ધ નિષ્કલંક જીવ સ્વરૂપની અપેક્ષાએ આપણો જીવ પણ દેખાતો નથી. તે કારણ માટે અરૂપિ છે (૧). અજીવને અરૂપિ કેમ કહીએ? ધર્માસ્તિ, અધર્માસ્તિ, આકાશાસ્તિ અને કાળ એ ચાર દ્રવ્ય અરૂપિ છે. તે ન્યાયે

અરૂપિ કહીએ. અજીવ રૂપિ શા ન્યાયે કહીએ ? જે પુદ્ગળા સ્તિકાય રૂપિ છે તે ન્યાયે રૂપિ કહીએ (૨). પુન્યને અરૂપિ શા ન્યાયે કહીએ ? અન્નપુન્ને, પાણપુન્ને ઇત્યાદિ દેવાના પ્ર ણામ શુદ્ધ અધ્યવસાય તે અરૂપિ છે. પુન્યની કરણી ભાવ પુન્ય તે અરૂપિ છે. તે ન્યાયે પુન્યને અરૂપિ કહીએ. પુન્યને રૂપિ શા ન્યાયે કહીએ ? પુન્યની બેતાળીશ પ્રકૃાત અનંત પુદ્ગળથી નીપની છે. તે ન્યાયે પુન્યને પુન્યનાં ફળને રૂ પિ જ કહીએ (૩). પાપને અરૂપિ શા ન્યાયે કહીએ ? જીવ હિંસાના પ્રણામ, જૂઠું બોલવાના પ્રણામ, કષાય યોગ ઇત્યા દિ અધ્યવસાય તે અરૂપિ છે. પાપની કરણી ભાવપાપ તે અ રૂપિ છે. તે ન્યાયે પાપને અરૂપિ કહીએ. પાપની બ્યાશી પ્રકૃતિ અનંતપ્રદેશી ખંધ છે. તે ન્યાયે પાપનાં ફળને રૂપિ જ કહીએ (૪). આશ્રવને અરૂપિ શા ન્યાયે કહીએ ? આશ્રવ તે શુભાશુભ અધ્યવસાય, છ ભાવલેશ્યા રૂપ છે. ભાવલેશ્યા અરૂપિ છે. શ્રી ઠાણાંગ સૂત્રના બીજે ઠાણે જીવ ક્રિયાના બે ભેદ કહ્યા છે. ૧ સમકિત ક્રિયા, ૨ મિથ્યાત્વ ક્રિયા. ત્યાં સ મકિત ક્રિયા તે સંવર અને મિથ્યાત્વ ક્રિયા તે આશ્રવ. એ બેહુ ક્રિયા જીવ કહી છે. શ્રી આચારાંગ સૂત્રની ટીકામાં યોગ, ઉપયોગ, લેશ્યા, સંજ્ઞા, ઇંદ્રિ, શ્વાસોચ્છ્વાસ, કષાય એ સર્વે જીવના ગુણ કહ્યા છે. આશ્રવ તે કર્મને નિપજાવે છે. આશ્રવ તે કર્મનો કર્તા છે. કર્મનો કર્તા જીવ છે તે ન્યાયે આશ્રવને અરૂપિ કહીએ. મિથ્યાત્વ આશ્રવને અરૂપિ શા ન્યાયે કહીએ ? મિથ્યાત્વ તે અતત્ત્વને વિષે તત્વની બુદ્ધિ, તત્વને વિષે અ તત્વની બુદ્ધિ. ઊંધી શ્રદ્ધા તે ક્ષયોપશમ ભાવે છે. મિથ્યા

દૃષ્ટિ અરૂપિ છે. તે ન્યાયે અરૂપિ કહીએ (૧). અવ્રતિ આ શ્રવને અરૂપિ શા ન્યાયે કહીએ ? અવ્રત તે છકાયની હિંસાના પ્રણામ. ખાવું, પીવું, દેવું, લેવું તે જીવનો વ્યાપાર છે. તે ન્યાયે અરૂપિ કહીએ (૨). પ્રમાદ આશ્રવ અરૂપિ શા ન્યાયે કહીએ ? પ્રમાદ તે મદ્ય, વિષય કષાયમાં વર્ત્તવું, તે જીવનો વ્યાપાર છે. તે ન્યાયે પ્રમાદને અરૂપિ કહીએ (૩). કષાય આશ્રવ અ રૂપિ શા ન્યાયે કહીએ ? કષાય પ્રણામ તે જીવના છે. કષાય આત્મા છે તે ન્યાયે અરૂપિ કહીએ (૪). યેગાશ્રવ અરૂપિ શા ન્યાયે કહીએ ? યેગનું પ્રવર્ત્તવું તે વીર્યાંતરાયનો ક્ષયો પશમ છે. યેગ પ્રણામ તે જીવનો છે. યેગ આત્મા છે. તે ન્યાયે યેગને અરૂપિ કહીએ (૫). પ્રાણાતિપાતાદિ પાંચને વિષે પ્રવર્ત્તવું તે જીવનો વ્યાપાર છે. તે અરૂપિ છે. પાંચ ઇંદ્રિના વિષયનું આસ્વાદવું, તથા ભાવ પાંચઇંદ્રિ અરૂપિ છે. ત્રણ યેગનું પ્રવર્ત્તવું, ભંડોપગરણ સુચિકુસગ, લેવું, દેવું મે લવું તે જીવનો વ્યાપાર છે. તે ન્યાયે આશ્રવને અરૂપિ કહીએ.

હવે આશ્રવને રૂપિ શા ન્યાયે કહીએ ? આશ્રવ તે ક ર્મનો કર્ત્તા છે. કર્મનો કર્ત્તા તે કર્મ છે. છ દ્રવ્યલેશ્યા રૂપિ છે. તથા પચીશ ક્રિયા તે આશ્રવ છે. શ્રી ઠાણાંગ સૂત્રના બીજા ઠાણામાં પચીશ અજીવક્રિયા કહી છે. તે ન્યાયે આ શ્રવને રૂપી કહીએ. મિથ્યાત્વ આશ્રવને રૂપિ શા ન્યાયે ક હીએ ? મિથ્યાત્વ ને મિથ્યાત્વમોહની કર્મના અનંતપ્રદેશી ખંધ છે તથા મિથ્યાત્વ અશુભપ્રકૃતિના પરમાણુઓ આવે છે તે આવતા કર્મને પણ આશ્રવ કહીએ. પૂર્વે ઉદયભાવમાં કર્મ પરમાણુઆ છે તેને પણ મિથ્યાત્વ કહીએ. તે ન્યાયે મિ

થ્યાત્વ આશ્રવ કહીએ (૧). અવ્રત આશ્રવ રૂપિ શા ન્યાયે કહીએ ? અવ્રત તે અપ્રત્યાખ્યાનની ચોકડીના પરમાણુઓ રૂપિ છે તેથી ખાવું, લેવું, દેવું વ્યાપાર રૂપિનો છે. તે ન્યાયે રૂપિ કહીએ (૨). પ્રમાદ આશ્રવ રૂપિ શા ન્યાયે કહીએ ? પ્રમાદ તે મદ્ય, વિષય, કષાય, નિદ્રા, વિકથા તે સર્વે કર્મપ્રકૃતિનો ઉદય છે. તે ન્યાયે રૂપિ કહીએ (૩). કષાય આશ્રવ રૂપિ શા ન્યાયે કહીએ ? ચાર કષાય અનંત પુદ્ગળથી નિપન્યા વર્ણ ગંધાદિ સહિત છે તે ન્યાયે રૂપિ કહીએ (૪). યોગ આશ્રવ રૂપિ શા ન્યાયે કહીએ ? મન, વચનના યોગ ચૌફરશી, કાયાના યોગ આઠ ફરશી છે, તે ન્યાયે યોગાશ્રવને રૂપિ કહીએ (૫). પ્રાણાતિપાતાદિ પાંચ ચૌફરશી છે, પાંચ દ્રવ્યઇંદ્રિ આઠ ફરશી છે, બે યોગ ચૌફરશી છે, એક યોગ આઠ ફરશી છે, ભંડોપગરણને સુચિકુસગ તે પ્રત્યક્ષ રૂપિ દેખાય છે. તે ન્યાયે વીશ આશ્રવને રૂપિ કહીએ. સંવર ને અરૂપિ શા ન્યાયે કહીએ ? સંવર તે સમકિત, વ્રત, અપ્રમાદ, અકષાય, અયોગીપણું તે જીવના નિજ ગુણ અરૂપિ છે. તે ન્યાયે સંવરને અરૂપિ કહીએ. સંવર રૂપિ શા ન્યાયે કહીએ ? જે સંવરવાથી પુદ્ગળ ઉપસમાવ્યા પુદ્ગળ તે રૂપિ છે. તે ન્યાયે સંવરને રૂપિ કહીએ (૬). નિર્જ્જરાને અરૂપિ શા ન્યાયે કહીએ ? જે કર્મ નિર્જ્જર્યાં, આત્મા ઉજ્વળ થયો તે અરૂપિ છે. તે ન્યાયે અરૂપિ કહીએ. નિર્જ્જરાને રૂપિ શા ન્યાયે કહીએ ? જે નિર્જ્જર્યા પુદ્ગળ તે રૂપિ છે. "सुहुमाणं निज्जरापोग्गलापन्नत्ता" ઇતિ વચનાત્ (૭). બંધને અરૂપિ શા ન્યાયે કહીએ ? બાંધવાના ઉપાય તે અરૂપિ છે. તથા નિશ્ચય નયમાં તો જીવને

અજીવ બાંધવાને સમર્થ નથી. જીવ, જીવના અશુભભાવ થી જ બાંધ્યો છે. તે ભાવ અરૂપિ છે. તે ન્યાયે બંધને અરૂપિ કહીએ. બંધને રૂપિ શા ન્યાયે કહીએ ? જે કર્મની એકશોવીશ પ્રકૃતિના શુભાશુભ પરમાણુઓ બાંધ્યા છે તે પરમાણુઓ રૂપિ છે તે ન્યાયે બંધને રૂપિ કહીએ (૮). મોક્ષને અરૂપિ શા ન્યાયે કહીએ ? જીવ કર્મથી મૂકાણો, ઉજ્વળ થયો તે મોક્ષ છે. ઉજવળ થવું તે અરૂપિ છે. તથા કર્મથી મૂકાઇને સિદ્ધગ તિએ ગયા તે સિદ્ધ છે, ભગવંત છે, શાશ્વતા છે. તેને પણ અપેક્ષાએ મોક્ષ કહીએ. તે સિદ્ધ અરૂપિ છે. તે ન્યાયે મોક્ષને અરૂપિ કહીએ (૯).

એ ઉપચારિક નયમાં તો નવતત્ત્વ રૂપિ પણ છે અને અરૂપિ પણ છે. વળી મુખ્ય નયમાં તો ચાર રૂપિ, ચાર અ રૂપિ અને એક મિશ્ર તે શા ન્યાયે ? શ્રી ભગવતિ સૂત્રના બારમા શતકના પાંચમા ઉદ્દેશામાં રૂપિ અરૂપિના બોલ કહ્યા છે. ત્યાં આઠ કર્મ, અઢાર પાપસ્થાનક, બે યોગ, તેજસ કા ર્મણ શરીર, સૂક્ષ્મબંધ એ ત્રીશ બોલમાં પાંચ વર્ણ, પાંચ રસ, બે ગંધ, ચાર સ્પર્શ તે-શીત ૧, ઉષ્ણ ૨, સ્નિગ્ધ ૩, લુક્ષ ૪ એ સોળ બોલ લાભે. ઘનોદધિ ૧, ઘનવાય ૨, તનુવાય ૩, શરીર ૪, બાદર ખંધ, છ દ્રવ્ય લેશ્યા, એક કાયયોગ ૫ એ પાંચ બોલમાં પાંચ વર્ણ, પાંચ રસ, બે ગંધ, આઠ સ્પર્શ એ વીશ બોલ લાભે. એ પિસ્તાળીશ બોલ રૂપિના છે, અને અઢારપાપનું વિરમણ, બાર ઉપયોગ, છ ભાવલેશ્યા, સંજ્ઞા ચાર, બુદ્ધિ ચાર, ઉગ્રહાદિ ચાર, પાંચ ઉઠ્ઠાણાદિ, ત્રણ દૃષ્ટિ, એક ધર્માસ્તિ, બીજી અધર્માસ્તિ, ત્રીજી આકાશાસ્તિ, ચોથી

જીવાસ્તિ, પાંચમી કાળાસ્તિ એ સોળ બોલમાં વર્ણ, ગંધ, રસ, સ્પર્શ નહી એ અરૂપિ છે.

હવે ગાથાએ ફરી કહે છે. " कम्मठ पाववाणा, मण वय जोगाय कम्मदेहा य ॥एएचउफासा पन्नत्तं तणवायं घणोदही ॥१॥ उरालाइ चउदेहा, पुग्गलच्छिकायदवतलेसा य ॥ तह काय जोग एसा, नायव्वा अठ्ठफासा य ॥२॥ धम्माधम्मागासा, जीवा अध्धापावगणाए॥ विरइय दिठि पंच, गणा उवओग भावलेसा य ॥ ३ ॥ उगाहा सन्ना बुध्धा, चउ चउ कणा सहीअ ॥ ए ए सव्वे भणिया, अरुविण तथा नायव्वा ॥४॥ એ ન્યાયે પુન્ય પાપ બંધ એ ત્રણ કર્મ છે. તે માટે રૂપિ કહેવા. વળી આશ્રવના ભેદ છ દ્રવ્ય લેશ્યા, ત્રણ યોગ, પાંચ શરીર ઇત્યાદિ રૂપિ છે. અને છ ભાવ લેશ્યા, એક મિથ્યાદષ્ટિ, ચાર સંજ્ઞા ઇત્યાદિ અરૂપિ છે. તે માટે બેહુ રૂપિ અરૂપિ દેખાય છે, પણ આશ્રવ તે જીવને મેલો કરવાના સ્વભાવ છે. નિશ્ચયમાં હેય પદાર્થ છે. છાંડવા યોગ્ય છે. તે કર્મનો કર્ત્તા છે. કર્મ પ્રણામ છે. તે માટે જીવનો નિજ ગુણ નથી, પરગુણ છે. તે માટે રૂપિ જ કહેવો. વળી અઢાર પાપનો ક્ષયકર્ત્તા છે. તે આશ્રવનો તથા અરૂપિ પદાર્થનો કદાપિ ક્ષય ન થાય. ક્ષય તો રૂપિનો જ થાય છે. તે માટે આશ્રવ તે રૂપિ જ છે. વળી નિશ્ચય નયમાં તો મોહનીકર્મની પ્રકૃતિના પરમાણુઆ બાંધ્યા છે, તે કર્મને ગ્રહે. કર્મનો કર્ત્તા તે આશ્રવ છે. વળી અઢાર પાપ તે જીવને ભોગ આવે. અઢારનું વિરમણ તે ન આવે. શ્રી ભગવતિ સૂત્રના નવમા શતકમાં તથા તે જ સૂત્રના તેરમા શતકના છઠ્ઠા ઉદ્દેશામાં "नो आयामणे अनेमणे रूवोमणे नो अरूवीमणे" એમ

ભાષા કહી. વળી શ્રી પન્નવણા સૂત્રના અગીઆરમા પદમાં ભાષાના દ્રવ્ય ચૌફરશી છે. ભાષા મનની વર્ગણા–શ્રી ભગવતિ સૂત્રના બારમા શતકના ચોથા ઉદ્દેશામાં કહી. તે માટે નિશ્ચે તો આશ્રવ પણ રૂપિ છે અને અઢાર પાપ વિરમણાદિ તે સંવર છે. તે અરૂપિ કહ્યા છે, પણ સંવર, નિર્જ્જરા, મોક્ષ એ ત્રણ નિશ્ચે જીવને શુદ્ધ કરવાનો સ્વભાવ છે. તે માટે જીવના નિજ ગુણ છે. તેથી અરૂપિ કહેવા. વળી જીવદ્રવ્ય તો ઠામ ઠામ અરૂપિ કહ્યો છે અને અજીવના દશ ભેદ અરૂપિ છે. ચાર રૂપિ છે. તેમાં શુદ્ધ નયમાં જીવ, સંવર, નિર્જ્જરા અને મોક્ષ એ ચાર અરૂપિ છે. પુન્ય, પાપ, આશ્રવ અને બંધ એ ચાર રૂપિ છે અને અજીવ રૂપિ અરૂપિ બેહુ છે. ઇતિ નવમો રૂપિ અરૂપિદ્વાર સમાપ્તમ્.

## હવે દશમો જીવાજીવ દ્વાર કહે છે.

એક નયમાં નવે તત્વ જીવ. એક નયમાં એક જીવ ને આઠ અજીવ. એક નયમાં આઠ જીવ અને એક અજીવ. એક નયમાં ચાર જીવ, ને પાંચ અજીવ. એક નયમાં એક જીવ, એક અજીવ અને સાત જીવ અજીવના પર્યાય. તે કેમ ? જે નવપદાર્થનું જાણપણું તે તત્વ છે, જીવને જીવ જાણે તે જાણપણું તે જીવતત્વ. અજીવ જાણે તે અજીવતત્વ. પુન્યને પુન્ય જાણે તે પુન્યતત્વ, પાપને પાપ જાણે તે પાપતત્વ. ઇત્યાદિ જાણપણું તે તત્વ છે; પણ પુન્ય પાપ અજીવ તે તત્વ નહી. એ નયમાં તો નવપદાર્થનું જાણપણું તે તત્વ છે. ગ્નાન છે તે જીવનો ગુણ છે. તે માટે નવ જીવ છે.

હવે એક જીવ, ને એક અજીવ તે કેમ ? જે માટે સાત

પદાર્થના દ્રવ્ય તે પુદ્ગળ છે અને અજીવ છે. તે ન્યાયે એક જીવ અને આઠ અજીવ થાય; પણ આઠ કાળમાં ઘાલે તે ન યતિક નહી. હવે એક અજીવ ને આઠ જીવ તે કેમ ? સાત પદાર્થના ભાવ તે જીવ છે. સાત જીવ પાસે છે. શ્રી પન્નવણા સૂત્રના પાંચમા પદમાં "नेरइयाणं अणंता पज्जवा पन्नत्ता" ઈહિં જ્ઞાન અજ્ઞાનવર્ણાદિ સર્વ જીવ કહ્યા. શ્રી ભગવતિ સૂત્રના સાતમા શતકના સાતમા ઉદ્દેશામાં જીવને ભોગ જીવ અજીવ બેહુ. અજીવને ભોગ નહી. તે ન્યાયે કર્મને કાયા જીવ કહ્યા. શ્રી ભગવતિ સૂત્રના બારમા શતકના પહેલા ઉદ્દેશામાં આઠ આત્મા કહ્યા. તો દ્રવ્ય આત્મા તો જીવ છે. તે સાતના ભાવ જીવ કહ્યા. શ્રી ભગવતિ સૂત્રના તેરમા શતકના સાતમા ઉદ્દેશામાં કાયાને આત્મા કહી, સચિત્ત પણ કહી, જીવ પણ કહો. શ્રી ભગવતિ સૂત્રના પચીશમા શતકના બીજા ઉદ્દેશામાં જીવના ચોદ ભેદ કહ્યા છે. તે કાયાએ કરીને કહ્યા છે. સાતમા વ્રતમાં "सच्चित्ताहारे" સચિત્ત તો કાયા હોય. જો અજીવ કહો તો સચિત્ત કામ કોઈ ન રહ્યું. શ્રી સમવાયાંગ સૂત્રમાં તથા ઠાણાંગ સૂત્રમાં બે રાશિ કહી, તો શું ઈહિં ત્રીજી મિશ્ર રાશિ છે? શ્રી દશવૈકાળિક સૂત્રના આઠમા અધ્યયનમાં "देहदुक्खं महाफलं" તે અજીવને દુઃખ પણ ન હોય, અને દુઃખ દીધાથી પણ શું થાય ? શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના પહેલા અધ્યયનમાં वरं मे अप्पादंतो" તો અજીવને દમ્યાથી શું થાય? શ્રી ભગવતિ સૂત્રના સત્તરમા શતકના બીજા ઉદ્દેશામાં જીવના છન્નુ બોલ કહ્યા. તથા તે જ સૂત્રના વીશમા શતકના ત્રીજા ઉદ્દેશામાં એકશોને સોળ જીવાત્મા કહ્યા. તે લેખે કર્મને,

કાયાને, જીવને પર્યાય કહીએ. પર્યાય અશાશ્વતા તે માટે. તથા શ્રી ભગવતિ સૂત્રના નવમા શતકના તેત્રીશમા ઉદ્દેશામાં અઢાર પાપ, ચૌદ ધર્મ, ચાર બુદ્ધિ, ચાર ઉગ્રહ, પાંચ ઉઠ્ઠાણ, ચાર ગતિ, આઠ કર્મ, છ લેશ્યા, ત્રણ દ્રષ્ટિ, ચાર દર્શન, પાંચ જ્ઞાન, ત્રણ અજ્ઞાન, ચાર સંજ્ઞા, પાંચ શરીર, ત્રણ યોગ, બે ઉપયોગ અને ચોવીશ દંડક; તે ન્યાયે આઠ જીવ કહીએ. કાયાને કર્મને જીવમાં કહ્યા, તો પુન્ય, પાપ, આશ્રવ, બંધને જીવ કહેતાં શો દોષ ? શ્રી ઠાણાંગ સૂત્રના બીજા ઠાણામાં કાળને જીવ અજીવ બેહુ કહ્યો. બે ઉપર વર્ત્તે તે માટે. છાંયો, તડકો વૈમાનાદિ, એને પણ જીવના પરિગ્રહા માટે જીવ કહ્યા છે, તો કર્મ કાયા એ બે પદાર્થ વિના તો કોઈ જગ્યાએ ન લાભે. તે વિના જીવ નહી. જીવ વિના એ નહી. તેથી સાતે જીવમાં ઘાલવા. તે માટે એક અજીવ ને આઠ જીવ; પણ મુખ્ય નયમાં તો ચાર જીવને પાંચ અજીવ છે તે કેમ ? પુન્ય, પાપ, આશ્રવ ને બંધ તે જીવના પર ગુણ છે. તે કર્મ પ્રણામ છે. તેથી અજીવ કહીએ. સંવર, નિર્જ્જરા ને મોક્ષ. એ ત્રણ જીવના નિજ ગુણ છે તે માટે. શ્રી અનુયોગદ્વાર સૂત્રમાં કહ્યું છે કે, "जीव गुण पमाणे तिविहे पन्नत्ते तं जहा—१ नाणगुण पमाणे, २ दंसणगुण पमाणे, ३ चरित्त गुण पमाणे, તથા શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના અઠ્ઠાવીશમા અધ્યયનમાં "जीवो उवओग लक्खणो ॥ नाणेणं दंसणेणं च, सुहेण य दुहेण य ॥१॥ नाणं च दंसणं चेव, चरित्तं च तवो तहा ॥ वीरियं उवओगो य, एयं जीवस्स लक्खणं ॥२॥ વળી શ્રી આચારાંગ સૂત્રના પાંચમા અધ્યયનમાં "जे आया से विन्नाया, जे विन्नाया से आया." જે

જ્ઞાન તે જીવ અને જીવ તે જ્ઞાન. ઇહિં જ્ઞાનાદિક ગુણ તે થકી જૂદા નથી. શ્રી ભગવતિ સૂત્રના નવમા શતકમાં કાળાસવેશીય પુત્રને સ્થવિરોએ કહ્યું, "आयाणं अजो सामाइए, आयाणं अजो सामाइयस्स अठो" એમ સંયમ પચ્ચખ્ખાણ. "संजम चरित्त विउस्सग्ग सર્વ આત્મા કહ્યા, તે નિજગુણપણાથી પણ આશ્રવ પુન્ય પાપને આત્મા કહ્યા નહી. જેમ ગોળને મિઠાશ એક, તેમ જીવને ચૈતન એક. જૂદા નહી. તે માટે જીવના ગુણને જીવ કહીએ. એ નયમાં જીવ, સંવર, નિર્જ્જરા, મોક્ષ એ ચાર જીવ કહીએ. અજીવ, પુન્ય, પાપ, આશ્રવ ને બંધ એ પાંચ અજીવ કહીએ. વળી શુદ્ધ નયમાં તો ૧ જીવ, ૨ અજીવ જીવ અજીવના ગુણ પર્યાય છે. એ નય કોઇઠેકાણે અટકે નહી. એની ઓળખાણ તો રૂપિ અરૂપિ દ્વારમાં જ કરી છે. સાત જીવ સ્થાપવા, સાત અજીવ સ્થાપવા. પછી ત્રણ જીવ સ્થાપવા, ચાર અજીવ સ્થાપવા અથવા એક જીવ, એક અજીવ, ત્રણ જીવના નિજ ગુણ, ચાર પર ગુણ, તથા એક જીવ, એક અજીવ, ત્રણ જીવના પર્યાય. ચાર અજીવના પર્યાય.

હવે મુખ્ય નયમાં ઓળખાણ કહે છે. જીવને જીવ કહીએ, સંવર કહીએ, નિર્જ્જરા કહીએ, મોક્ષ કહીએ. અજીવને અજીવ કહીએ, પુન્ય કહીએ, પાપ કહીએ, આશ્રવ કહીએ, બંધ કહીએ. પુન્યને અજીવ, પુન્ય, આશ્રવ ને બંધ એ ચાર કહીએ. પાપને અજીવ, પાપ, આશ્રવ ને બંધ એ ચાર કહીએ. આશ્રવને અજીવ, પુન્ય, પાપ, આશ્રવ ને બંધ એ પાંચ કહીએ સંવરને જીવ, સંવર, નિર્જ્જરા ને મોક્ષ એ ચાર કહીએ. નિર્જ્જરાને જીવ, સંવર, નિર્જ્જરા અને

મોક્ષ એ ચાર કહીએ. બંધને અજીવ, પુન્ય, પાપ, આશ્રવ ને બંધ એ પાંચ કહીએ. મોક્ષને જીવ, સંવર, નિર્જરા ને મોક્ષ એ ચાર કહીએ. જીવને જીવ શા ન્યાયે કહીએ ? ઈત્યાદિ સર્વ ઓળખાણ દેખાડી દેવી. એ મુખ્ય નયમાં કહ્યું છે, અને બીજી નયમાં તો પાછળની પેઠે સર્વ વિચારી લેજ્યો. ઇતિ દશમો જીવાજીવદ્વાર સમાપ્તમ્.

---

## હવે અગીઆરમો શુભાશુભદ્વાર કહે છે.

૧ જીવદ્રવ્ય પોતે નિષ્કલંક છે તે માટે શુભ છે અને કર્મની સંગતે અશુદ્ધ થયો છે. ૨ અજીવમાં ધર્મ, અધર્મ, આકાશ, કાળ એ ચાર શુભ છે. પુદ્ગળ કોઈ શુભ ને કોઈ અશુભ છે. મિથ્યાત્વ, અવ્રત, પ્રમાદ, કષાય એ ચાર એકાંત અશુભ છે. જોગ તે શુભાશુભ છે. ૩ આશ્રવ તે શુભાશુભ છે. ૪ પુન્ય શુભ. ૫ પાપ અશુભ. ૬ સંવર ૭ નિર્જરા શુભ. ૮ બંધ શુભાશુભ છે. બેતાળીશ પુન્ય પ્રકૃતિનો શુભ બંધ છે. બ્યાશી પ્રકૃતિ તે અશુભ બંધ. ૯ મોક્ષ શુભ છે. સંવર, નિર્જરા, ને મોક્ષ એ ત્રણ શુભાશુભ કર્મ આશ્રી પણ પોતે શુભ છે. ઇતિ અગીઆરમો શુભાશુભદ્વાર સમાપ્તમ્.

---

## હવે બારમો ધર્મકર્મદ્વાર કહે છે.

૧ જીવ તે ધર્મ કર્મ નહી. ધર્મ તે જીવનો ગુણ છે. તેથી જીવને ધર્મ કહીએ. અશુભ ઉપયોગ આશ્રી કર્મ પણ કહીએ. ૨ અજીવમાં ધર્મ, આકાશ, કાળ એ ચાર ધર્મ કર્મ નહી. પુદ્ગળ પરમાણુઆથી અસંખ્યપ્રદેશિયા સુધી ધર્મ કર્મ નહી.

અનંતપ્રદેશિયામાં ધર્મ કર્મ નહી. કેઇક કર્મ છે, પણ ધર્મ નહી. ૩ પુન્ય તે કર્મ છે, ધર્મ નહી. તથા પુન્યની કરણી તે ધર્મ પણ કહીએ. ૪ પાપ તે કર્મ છે ધર્મ નહી. ૫ આશ્રવ તે કર્મ છે, ધર્મ નહી. તથા શુભ યોગને એક અપેક્ષાએ ધર્મ પણ કહીએ. શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના ચોત્રીશમા અધ્યયનમાં ત્રણ લેશ્યા કહી. ઇહાં લેશ્યા તે આશ્રવ છે, પણ નિર્જરા હોય છે. તેથી ધર્મ કહ્યો છે. ૬ સંવર તે ધર્મ નહી. કર્મને સંવરે છે તે અપેક્ષાએ સંવરયાં કર્મ કહીએ. ૭ નિર્જરા ધર્મ છે પણ કર્મ નહી. ૮ બંધ તે કર્મ છે પણ ધર્મ નહી. ૯ મોક્ષ તે ધર્મ છે પણ કર્મ નહી. એટલે પુન્ય, પાપ, આશ્રવ ને બંધ એ ચાર કર્મ છે. સંવર, નિર્જરા ને મોક્ષ એ ત્રણ ધર્મ છે. ઇતિ બારમો ધર્મકર્મદ્વાર સમાપ્તમ્.

---

## हवे तेरमो आज्ञा अनाज्ञाद्वार कहे छे.

૧ જીવનુંજીવપણું ચેતના જ્ઞાન રૂપ તે આજ્ઞામાં છે અને જીવ કેઇ આજ્ઞામાં છે? કેઈ આજ્ઞામાં નથી? ૨ અજીવનું અજીવપણું આજ્ઞામાં છે. બહાર નથી, અને અજીવ કેઈ રાખવાની આજ્ઞા છે? ૩ પુન્યની કરણી આજ્ઞામાં છે? પુન્યના પરમાણુઆ તે આજ્ઞામાં છે પણ બહાર નથી. ૪ પાપની કરણી તે આજ્ઞા બહાર છે. પાપના પરમાણુઆ તે આજ્ઞામાં છે પણ બહાર નથી. ૫ આશ્રવની કરણી આજ્ઞામાં પણ છે અને આજ્ઞા બહાર પણ છે. ત્યાં મિથ્યાત્વ, અવ્રત, કષાય, પ્રમાદ એ ચાર આજ્ઞામાં નહી. શુભ યોગ તે આજ્ઞામાં છે. અશુભ યોગ તે આજ્ઞા બહાર છે, અને આશ્રવના બાંધેલા પુદ્

ગળ આજ્ઞામાં છે, બહાર નથી. ૬ સંવર તે આજ્ઞામાં છે. ૭ નિર્જ્જરા તે આજ્ઞામાં છે. ૮ બંધની કરણી આજ્ઞામાં પણ છે અને આજ્ઞા બહાર પણ છે. બંધના પરમાણુઆ આજ્ઞામાં છે, બહાર નથી. ૯ મોક્ષ તે આજ્ઞામાં છે. વળી સંવરયા, નિજર્જરયા મૂકયા પુદ્ગળ તે આજ્ઞામાં નથી. ઇતિ તેરમો આજ્ઞા અનાજ્ઞાદ્વાર સમાપ્તમ્.

---

## हवे चौदमो नित्यानित्यद्वार कहे छे.

જીવ અજીવ એ બેહુ દ્રવ્ય નિત્ય છે. બાકીના સાત પદાર્થ અનિત્ય છે. તથા જીવ દ્રવ્યે નિત્ય છે, ગુણ પર્યાએ અનિત્ય છે. જેમ નારકી, તિર્યંચ, મનુષ્ય, દેવ, સુભગ, દુભગ, આઢચ, દરિદ્રિ, સધન, નિર્ધન, જ્ઞાની, અજ્ઞાની, એકેંદ્રિય યાવત્ પંચેંદ્રિય, ત્રસ, સ્થાવર વિગેરે સંસારી, સિદ્ધ ઇત્યાદિ અનેક અવસ્થા ધરે છે; પણ જીવનો અજીવ ન થાય. તે સોનાની મુદ્રિકાને દ્દષ્ટાંતે. જેમ મુદ્રિકા ભાગીને કંદોરો ઘડયો, ત્યારે સોનાનો આકાર વિણશો; પણ સોનાપણું ન વિણશું. તેમ જીવની અવસ્થા ફરી, પણ જીવપણું ન વિણશું. ઇહાં કેટલાએક એમ કહે છે કે, જે અશાશ્વતો વસ્તુ, જીવના પર્યાય તે જીવ નહી. જે માટે શ્રી ભગવતિ સૂત્રના બીજા શતકના દશમા ઉદ્દેશામાં ધર્માસ્તિકાયાદિ પંચાસ્તિકાય નિત્ય શાશ્વતિ કહી. તે માટે શાશ્વતો તે જીવ. અશાશ્વતો તે જીવ નહી. એમ કહે તે એક નયના માનનારા છે. તે બીજી નયને ઉત્થાપે છે. તે માટે મિથ્યાદષ્ટિ કહીએ. જે માટે શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના છત્રીશમા અધ્યયનમાં ધર્મ, અધર્મ, આકાશ

એ ત્રણ અનાદિયા, અપર્યવસિયા, શાશ્વતા નિત્ય કહ્યા. તથા જીવ, પુદ્ગળ અને કાળ એ ત્રણના દ્રવ્ય શાશ્વતા અને પર્યાય અશાશ્વતા. જે માટે શ્રી ભગવતિ સૂત્રના નવમા શતકના તેત્રીશમા ઉદ્દેશામાં ભગવંતે જમાળીને કહ્યું કે "सासए लोए जमाली, असासए लोए जमाली, सासए जीवे जमाली, असासए जीवे जमाली; એમ ચાર બોલ ઠરાવ્યા છે. તે લેખે જીવદ્રવ્ય નિત્ય છે, પર્યાએ અનિત્ય છે. ઇહિં પર્યાયને જીવ કહ્યો જણાય છે. તે માટે "असासए जीवे" કહ્યો. તે ન્યાયે જે જેના દ્રવ્ય, ગુણ, પર્યાય તેના જ કહીએ. તે ન્યાયે જીવને નિત્ય અનિત્ય બેહુ કહીએ. એમ અજીવના ચાર તે નિત્ય. પુદ્ગળના દ્રવ્ય નિત્ય અનિત્ય ૨. પુન્ય એક જીવ આશ્રી એક, બંધ આશ્રી અનિત્ય, સમુચ્ચય નિત્ય ૩. પાપ, આશ્રવ, બંધ એ ત્રણ પુન્યની પેઠે સર્વ જીવ આશ્રી નિત્ય, પુન્યના પરમાણુઆદિ નિત્ય છે અને ઉણા પ્રદેશના બીજા થાય. એમ કરવા આશ્રી અનિત્ય છે. ૫ સંવર મિથ્યાત્વીને ન ગણે તો અનિત્ય, સિદ્ધને ન ગણે તો અનિત્ય. ગણે તો નિત્ય છે. નિર્જરા એકે કરણી આશ્રી અનિત્ય. સમુચ્ચયે સમયે સમયે નિર્જરા થાય છે, તે આશ્રી અનિત્ય. સર્વ જીવ આશ્રી નિત્ય છે. ૭ બંધ મોક્ષ પણ એમ જ.

હવે નિત્ય અનિત્યના ભાંગા કહે છે. અણાઇએ અપજવસિએ તે જેની આદિ પણ નહિ અને અંત પણ નહી ૧. અણાઇએ સપજવસિએ તે જેની આદિ નહી પણ અંત છે ૨. સાઇએ અપજવસિએ તે જેની આદિ છે પણ અંત નહી૩. સાઇએ સપજવસિએ તે જેની આદિ પણ છે અને અંત પણ

છે ૪. એ ચાર ભાંગા નવ પદાર્થ ઉપર કહે છે. જીવમાં ભાંગા ચાર—અણાઇએ સપજવસિએ એ ભાંગો સર્વ જીવમાં જીવપણા આશ્રી લાભે. તથા સંસાર આશ્રી અભવિમાં લાભે ૧. અણાઇએ સપજવસિએ તે સંસારી જીવમાં લાભે ૨. સાઇએ અપજવસિએ તે સિદ્ધમાં લાભે ૩. સાઇએ સપજવસિએ તે ચાર ગતિમાં લાભે ૪. અજીવમાં ભાંગા ચાર—અણાઇએ અપજવસિએ તે ધર્માધર્મ, આકાશ છતા આશ્રી કાળમાં, પુદ્દગળપણા આશ્રી પુદ્દગળમાં લાભે ૧. અણાઇએ સપજવસિએ તે અતિત કાળમાં લાભે ૨. સાઇએ અપજવસિએ તે અનાગત કાળમાં લાભે ૩. સાઇએ સપજવસિએ તે પરમાણુઆ દ્વીપ્રદેશિયા યાવત્ અનંતપ્રદેશિયા તથા ઘટ પટ્ટપણાદિ આશ્રી. પુદ્દગળમાં ઘડિ, સમય, આવળિકા, પ્રમુખ કાળમાં લાભે ૪. પુન્યમાં ત્રણ ભાંગા અણાઇએ અપજવસિએ તે સંસારમાં સર્વ જીવ આશ્રી. પુન્યના બાંધવાવાળા, ભોગવવાવાળા શાશ્વતા છે તે માટે. તથા પુન્યના ખંધ પણ શાશ્વતા છે ૧. અણાઇએ સપજવસિએ તે ભવિ જીવમાં પુન્યબંધ ઉદય આશ્રી ૨. ત્રીજો ભાંગો શૂન્ય છે ૩. સાઇએ સપજવસિએ તે એક જીવને એક બંધ આશ્રી તથા એક ખંધને પુન્યપણે રહેવા આશ્રી ૪. પાપ આશ્રવમાં ત્રણ ભાંગા પુન્યની પેઠે. સંવરમાં ચાર ભાંગા લાભે. અણાઇએ અપજવસિએ તે સર્વ જીવ આશ્રી સંવરના કરવાવાળા શાશ્વતા છે ૧. અણાઇએ સપજવસિએ તે દ્રવ્યસંવર સંસારી જીવમાં લાભે, તે આશ્રી કાંઇક ભાસે છે ૨. સાઇએ અપજવસિએ તે સમકિતાદિ આશ્રી. સમકિત તે સંવર છે ૯ યાદિ નિશ્ચે સંવર, સિદ્ધમાં પણ ગણીએ. વ્યવહાર સંવર

ચારિત્રનું પાળવું તે નથી પણ ચારિત્રાવરણી કર્મનો ક્ષય થયો છે. તે માટે અકષાય, અવેદી, અલેશી, અજોગી ઈ ત્યાદિ ગુણ સિદ્ધમાં છે તે આશ્રી ૩. સાદિએ સપજવસિએ તે સાધુપણું શ્રાવકપણું, સમકિત, વ્રત પચ્ચખ્ખાણ દયાદિ પ્રણામ શુભ આશ્રી ૪. નિર્જરામાં ત્રણ ભાંગા લાભે. અ ણાદિએ અપજવસિએ તે અભવ્યાદિકને, સમયે સમયે અકામ નિર્જરા થાય છે ૧. અણાદિએ સપજવસિએ તે ભવિને અ કામનિર્જરા ૨. ત્રીજો ભાંગો શૂન્ય છે ૩. સાદિએ સપજ વસિએ તે સમ્યક્‌દષ્ટિની સકામનિર્જરા ૪. બંધમાં ત્રણ ભાંગા–અણાદિએ અપજવસિએ તે–ઘણા જીવ આશ્રી તથા અભવ્યાદિ આશ્રી ૧. અણાદિએ સપજવસિએ તે–ભવિને પરકર્મ આશ્રી ૨. ત્રીજો ભાંગો શૂન્ય છે ૩. સાદિએ સપજ વસિએ તે–સર્વ સંસારીને એક બંધ આશ્રી ૪. મોક્ષમાં ચાર ભાંગા–અણાદિએ અપજવસિએ તે–ઘણા જીવને સમયે સ મયે કર્મ ત્રૂટે છે તે આશ્રી. તથા એકેક અભવ્યાદિ આશ્રી. તથા સર્વ સિદ્ધ આશ્રી ૧. અણાદિએ સપજવસિએ તે ભવ્ય માં ૨. સાદિએ અપજવસિએ તે સિદ્ધપણા આશ્રી ૩. સાદિએ સપજવસિએ તે એકેક પ્રકૃતિ આશ્રી ૪. પુન્ય, પાપ, આ શ્રવ, નિર્જરા ને બંધ એ પાંચમાં ત્રણ ભાંગા. ઇતિ ચૌદમો નિત્યાનિત્યદ્વાર સમાપ્તમ્.

---

## हवे पंदरमो गुणठाणाद्वार कहे छे.

જીવમાં ચૌદ ગુણઠાણાં તથા સિદ્ધપણું હોય. અજીવ ચૌ દમા ગુણઠાણા સુધી છે, શરીર આશ્રી. પુન્યબંધ આશ્રી તે

રમા ગુણઠાણા સુધી છે. ભોગવે ચૌદમા સુધી. પાપ પાંચમા સુધી છે. તથા છઠ્ઠાથી નવમા સુધી પણ બંધાય છે. ઉપરાંત બંધીને ન્યાયે જાણવું. તથા દશમે પણ ચૌદ પાપપ્રકૃતિ બાંધે. ઉપરાંત પાપનો બંધ નહી. વેદ ચૌદમા સુધી, આશ્રવ તેરમા સુધી. તેમાં મિથ્યાત્વ પહેલા અને ત્રીજા સુધી અને અવ્રત ચોથા સુધી. તથા એક ન્યાયે પાંચમા સુધી. પ્રમાદ છઠ્ઠા સુધી છે. કષાય દશમા સુધી છે. અશુભ યોગ તેરમા સુધી છે. પ્રાણાતિપાતાદિ પાંચ ચોથા સુધી છે. સર્વથા પાંચમે, દેશ થકી છથી આગળ નહી; તથાપિ છઠ્ઠે ઉપયોગ વિના લાગે છે. તથા પ્રમાદવશે પણ લાગે છે. સાતમાથી તે દશમા સુધી અણઉપયોગપણે કોઈ સમયે થવાની ભજના. ૧૧ મે, ૧૨ મે, ૧૩ મે, ૧૪ મે ન કરે, ને હોય તો દ્રવ્ય ભાવ છે. તેનું ફળ ન લાગે. તથા એક અપેક્ષાએ છઠ્ઠે ગુણઠાણે નદી પ્રમુખ ઉ તરતાં જે હિંસા થાય, તે દ્રવ્યહિંસા કહીએ. શ્રી અનુયોગ દ્વાર સૂત્રમાં "નવઙ્તેયઙ્ગાવઙ્ગ" ઇતિ વચનાત્. જે હિંસા કર વા ઉપર ઉપયોગ નહિ, ટાળવાનો કામી છે પણ અસર તે મ્હોટું પાપ ટાળીને લગાડે છે. તે માટે ભાવહિંસા ન કહીએ. એમ અનેરી જગ્યાએ પણ સાધુનું કામ કરતાં જે હિંસા તે દ્રવ્યહિંસા તે કેમ ? જે માટે શ્રી ઠાણાંગ સૂત્રના દશમા ઠા ણામાં દશ શસ્ત્ર કહ્યાં છે. તેમાં નવ તો દ્રવ્યશસ્ત્ર કહ્યાં છે અને દશમું ભાવશસ્ત્ર કહ્યું છે. તે અવ્રતને શસ્ત્ર કહ્યું છે. તે અવ્રત સાધુને નહી. તે માટે દ્રવ્યહિંસા છે, પણ ભાવહિંસા નહી. વળી એક અપેક્ષાએ જે જાણતો થકો નદી પ્રમુખની હિંસા કરે છે, તે ભાવહિંસા કહીએ; અને યત્નાએ ચાલતાં

ઇર્યાસમિતિએ અજાણપણે કીડિઆદિક ચંપાય, તેને ભગવંતે શ્રી ભગવતિ સૂત્રના ચૌદમા શતકના ત્રીજા ઉદ્દેશામાં તે આં તરામાં દ્રવ્યહિંસા કહી છે. તે વિના ઉપયોગે મરે છે. તે સાધુને મારવાના ભાવ નથી તે માટે દ્રવ્યહિંસા જ કહીએ. તથા એક નયમાં સરાગી જીવ દશમા ગુણઠાણા સુધી સૂત્રથી વિપરીત ચાલે છે. કષાયનો ઉદય ન મટયો તે માટે ૬ઠ્ઠે, ૭ મે, ૮ મે સમયે સમયે બાંધે છે. તે માટે ભાવહિંસાનો રહસ્ય દેખાય છે. ઉપરાંત નહી. જે માટે શ્રી ભગવતિ સૂત્રના અઢારમા શતકમાં અણગાર ભાવિતઆત્મા ઇર્યાયે ચાલતાં પગ હેઠે કૂકડીનું બાળક મરે તો ઇરિયાવહિ ક્રિયા લાગે. પાપ ન બાંધે. તે લેખે દશમા ગુણઠાણા સુધી ભાવનો રહસ્ય દેખાય છે; અને કોઈ કહે છે કે, સમકિતદષ્ટિને ભાવહિંસા ન હોય. તે વાત મળતી જણાતી નથી. જે માટે ચોથે પાંચમે ગુણઠાણે અનેક સંગ્રામ આરંભ વિષય કષાય સેવે છે. ત્યાં નિયમાએ પાપ બંધાય છે. તે માટે એ મૂઢ પુરૂષનું વચન પ્રતિભાસે છે. જે માટે પ્રાણાતિપાતાદિ પાંચમા ગુણઠાણા સુધી નિયમા છે. દશમા સુધી પ્રતિભાસે છે. વળી પંચેંદ્રિયનું વેદવું તો વિશેષ રૂપ પાંચમા સુધી છે અને અશુભ યોગ છઠ્ઠા સુધી છે. શુભયોગ તેરમા સુધી છે. ભંડોપગરણ સુચિકુસગની અયત્ના પાંચમા સુધી તથા છઠ્ઠા સુધી, તથા દશમા સુધી. લેવું, મૂકવું તેરમા સુધી છે. એમ તેરમા ગુણઠાણા સુધી આશ્રવ છે. ચૌદમે નથી. કર્મ આવવા રૂપ આશ્રવ નહી. આગલ્યાં ગ્રહ્યાં કર્મ ચૌદમાને પહેલે સમયે લાગે છે. તે માટે ચૌદમાને પહેલે સમયે શુકલલેશી લાભે.

ઇહાં કેટલાએક પોતે અજાણ થકા કદાગ્રહથી ગ્રસિત થઇને એમ કહે છે કે, ચૌદમું ગુણઠાણું અલેશી છે, તો લેશ્યા કયાંથી? લેશ્યા તો જોગના પ્રણામ છે. જોગ વિના લેશ્યા ન હોય. તો ચૌદમું ગુણઠાણું અજોગી છે ત્યાં લેશ્યા કયાંથી? તેને ઉત્તર કે, ચૌદમા ગુણઠાણાનું નામ અલેશી કયાં કહ્યું છે? અજોગી કહ્યું છે. તથા અલેશી કહે તો હરકત નહી. જે નિષેધે અલ્પાર્થે. જેમ પાતળા પેટની ઉણોદરીને ન્યાયે. તથા છઠ્ઠો અચેલને પરીસહ, તેમ અલ્પ માટે વિવક્ષા કરી નહી. પણ લેશ્યા છે. જેમ ઝાલર પ્રમુખ વાજિત્ર વગાડયા વિના શબ્દ ન હોય, પણ ઝાલરને ડંકો દીધા પછી રણકાર શબ્દ રહે છે; તેમ જોગ રૂપ ડંકા તો દઇ ચૂકયા પણ રણકાર રહ્યો છે. તે માટે લેશ્યા ગણવી. શ્રી ભગવતિ સૂત્રના છવીશમા શતકના પહેલા ઉદ્દેશામાં વેદનીકર્મના સંજોગીમાં બે ભાંગા કહ્યા. સલેશીમાં ત્રણ કહ્યા. ત્યાં ચોથો ભાંગો ન બંધી, ન બંધઇ, ન બંધીસઇ એ ભાંગો ચૌદમાને પહેલે સમયે લાભે છે. ઇહાં જોગમાં અને લેશ્યામાં ફેર કાઢયો છે. બીજા સર્વ સૂત્રમાં તો સજોગી ને સલેશી સરખા કહ્યા છે. કોઇ ઠેકાણે ફેર ન કહ્યો. ઇહાં એક ફેર પડયો છે. તેથી અલ્પ માટે લેશ્યા ગણી નહી, અને બંધીને લેખે ચૌદમાને પહેલે સમયે લેશ્યા રૂપ આશ્રવ છે. કર્મ ગ્રહવા રૂપ નહી. શરીર ચૌદમા સુધી છે. શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના ઓગણત્રીશમા અધ્યયનમાં શરીર ૫ ચ્ચખ્યાથી સિદ્ધ ગુણ કહ્યો. તે ન્યાયે અને ગ્રંથમાં ચૌદમે શરીર ન ગણ્યું તે અજોગીપણા માટે શરીરનો વ્યાપાર નહી.

હવે સંવર તે દ્રવ્ય આશ્રી તો પહેલે ગુણઠાણે પણ થાય

છે અને સમકિત વિના નિશ્ચે સંવર પાંચ માંહિલો તો સમ્યં ક્દષ્ટિને હોય છે. ત્યાં તેરમા સુધી તો દેશસંવર છે અને ચૌ દમે સર્વસંવર છે. જે માટે ચૌદમાનું નામ શૈલ કહેતાં પર્વ તની પેઠે અડોલ તે સર્વસંવરનો ઇશ્વર છે. તે માટે પૂરો સં વર છે અને સિદ્ધમાં સંવર નહી. જે માટે શ્રી ભગવતિ સૂ ત્રના પહેલા શતકના બીજા ઉદ્દેશામાં "इह ज्ञाविए विनाणे परज्ञविएवि तङ्गज्ञय ज्ञविए" કહ્યું. ચારિત્ર સંયમ તપ તે એ ભવે જ કહ્યા તે ન્યાયે. તથા જ્ઞાનને પણ અપજવસિએ કહ્યું. ચારિત્રની સ્થિતિ પૂર્વક્રોડની કહી. તેના પર્યવ પણ ન કહ્યા. શ્રી ભગવતિ સૂત્રના બીજા શતકના પહેલા ઉદ્દેશામાં ખંધને આધિકારે તથા ચારિત્ર આત્માથી. શ્રી ભગવતિ સૂત્રના બા રમા શતકના દશમા ઉદ્દેશામાં જ્ઞાન આત્માના ઘણી અનંત ગુણા કહ્યા. તે માટે વ્યવહારસંવર ક્રિયા રૂપ તે કોઈ નહી અને નિશ્ચેસંવર સમકિતાદિ પાંચ છે. જે નિવૃત્તિભાવ સિ દ્ધમાં સર્વ હોય. પ્રવર્ત્તનભાવ એકે ન હોય. યદ્યપિ સિદ્ધમાં સમપણું છે તથાપિ સામાયિક ચારિત્ર નહી. કર્મ વિના કોને રોકે ? ચારિત્રના ગુણ તો રોકે નહી. જે સમકિત કહે પણ સ મકિત સંવર ન કહીએ. કર્મ સકષાયને અભાવે અપેક્ષાએ ગણીએ; પણ નિર્જરા તે ચૌદમા સુધી છે. સિદ્ધમાં નિ ર્જરા નહી. જે માટે કર્મ નહી. કર્મ વિના કોને નિર્જરે ? વળી શ્રી ભગવતિ સૂત્રના અઢારમા શતકના ત્રીજા ઉદ્દેશામાં તથા પન્નવણા સૂત્રના પંદરમા પદમાં "चरिमा निज्जरा पोग्गला चरिमे कम्मं निज्जरे" ઇતિ વચનાત્. માણસ તે ચરિમ નિ ર્જરા છે. પછી સિદ્ધમાં નિર્જરા નહી, પણ નિર્જરાનું

ફળ છે. કર્મક્ષય રૂપ બંધ તેરમા સુધી છે. બાંધ્યાં કર્મ ચૌદમે પણ છે. મોક્ષ તે સમયે સમયે કર્મથી સર્વ સંસારી જીવ છૂટે છે. તે માટે દેશથકી મોક્ષ સર્વ ગુણઠાણે છે. સર્વથકી મોક્ષ તે ચૌદનાને છેલ્લે સમયે છે. સિદ્ધને મૂકાવવું તો નથી, મૂકયાનું ફળ કેવળજ્ઞાન ૧, કેવળદર્શન ૨, અનંતસુખ ૩, ક્ષાયક સમકિત ૪, અક્ષય અજરામર ૫, અરૂપિ ૬, સર્વથી ઉંચ અગુરૂ લઘુ ૭, અનંતઅકીરણવીર્ય ૮ એ આઠ કર્મ ક્ષયથી આઠ ગુણ નિપન્યા તે લાભે છે. તથા સિદ્ધને જ મોક્ષ કહીએ.

હવે એક નયમાં સર્વ સંજોગી જીવમાં નવ પદાર્થ લાભે છે. ચૌદમે ગુણઠાણે જીવ, સંવર, નિર્જરા, મોક્ષ એ ચાર; બે ઉપચાર નયે પુન્ય પાપ પણ છે. સિદ્ધમાં એક જીવ પદાર્થ છે અને સંવર પણ કહીએ. નયે કરી મોક્ષ પણ કહીએ. બીજા છ પદાર્થ નથી. ઇતિ પંદરમો ગુણઠાણાદ્વાર સમાપ્તમ્.

## હવે સોલમો સમવતારદ્વાર કહે છે.

જીવ પદાર્થમાં કોણ કોણ સમાવે ? સર્વ અનંતાનંત જીવના જીવ પદાર્થમાં સમવતરે. તથા બાર ઉપયોગ, ચાર બુદ્ધિ, ચાર ઉગ્રહાદિ, પાંચ ઉહાણાદિ જીવના ગુણમાં સમવતરે. ચોત્રીશ અતિશય, પાંત્રીશ પ્રકારની વાણી, એકશોને આઠ ગુણ, જીવના પાંચશેને ત્રેશઠ ભેદ, ચોવીશ દેવ, જીવના ચૌદ ભેદ, ચૌદ ગુણઠાણાં, ચોવીશ દંડક, ચાર ગતિ, પાંચ જાતિ, છકાય, પર્યાપ્ત, અપર્યાપ્ત, સૂક્ષ્મ, બાદર, ત્રસ, સ્થાવર ઈત્યાદિ તે જીવના દ્રવ્યમાં પર્યાયમાં એ સર્વ સમાવે. જીવ અજીવમાં ધર્મ, અધર્મ, આકાશ, કાળ અને પુદ્ગળ એ પાંચ

દ્રવ્ય ઘનોદધી આદિ ૪, ભુવન, પાતાળ, નરકાવાસા, દ્વીપ, સમુદ્ર, ઘટ્ટપટ્ટ, વિસસા ૧, મિસસા ૨, પયોગસા, ૩, પરમાણુ યાવત્ અનંતપ્રદેશી એ કઠણ કાળા યાવત્ અનંતગુણ લૂખા, છાંયો, તડકો, અંધકાર, ઉદ્યોત, પાંચ વર્ણ, પાંચ રસ, બે ગંધ, આઠ ફરસ, પાંચ સંઠાણ, છ સંઘયણ, છ સંઠાણ, પાંચ શરીર, ૪૨ ભાષા, ધૂળ, રાખ, ચાર મનના, ચાર વચનના, ત્રણ શબ્દ ઇત્યાદિ જીવમાં સમવતરે ૨. નવ પ્રકારનું પુન્ય, ચાર શુભકર્મ, બેતાળીશ પુન્ય પ્રકૃતિ ઇત્યાદિ પુન્યમાં સમ વતરે ૩. અઢાર પાપ, આઠકર્મ, પાપની ૮૨ પ્રકૃતિ ઇત્યાદિ પાપમાં સમવતરે ૪. પાંચ મિથ્યાત્વ, બાર અવ્રત, પાંચ પ્ર માદ, પાંચ નિદ્રા, પાંચ ઇંદ્રિ, તેવીશ વિષય, પંદર યોગ, છ લેશ્યા, પચીશ કષાય, રાગ, દ્વેષ, મોહ, ત્રણ વેદ, ચાર સંજ્ઞા, ત્રણ અજ્ઞાન, ૮૨ નિવૃત્તિ, ૫૫ કરણ, બે ધ્યાન, સાત ભય, આઠ મદ, ત્રીશ મહામોહની, વીશ અસમાધીનાં સ્થાનક, એકવીશ સબળા દોષ, પચીશ ક્રિયા, ઓગણત્રીશ પાપસૂત્ર, તેત્રીશ આશાતના, સાત સમુદ્ઘાત, નવ અગુપ્તિ, તેર ક્રિયાનાં સ્થાનક, સત્તર અસંયમ, સત્તાવન હેતુ, બાવન અનાચીર્ણ, ૪૭ દોષ, અધર્મ, અવ્રત, અપચ્ચખ્ખાણ ઇત્યાદિ આશ્રવમાં સમવતરે ૫.

પાંચ સમકિત, બાર વ્રત, પંચ મહાવ્રત, શ્રાવકની અ ગીઆર પડિમા, ભિક્ષુની બાર પડિમા, દશ ચિત્તસમાધ, નવ વાડ, બાવીશ પરીસહ, પાંચ સમિતિ, ત્રણ ગુપ્તિ, સત્તર પ્રકારે સંયમ, અઢાર પ્રકારનું બ્રહ્મચર્ય, પચીશ ભાવના, સા ધુના સત્તાવીશ ગુણ, બત્રીશ જોગ સંગ્રહ, ઓગણપચાસ ભાં

ગા, દયા, સત્ય, શીળ, સંતોષ, ક્ષમા, નમ્રતા, સરળતા, અ લોભી, અવેદી, અકષાયિ, અલેશી, અજોગી, અશરીરી, ધર્મ, વ્રત, નિયમ, પચ્ચખ્ખાણ, પાંચ ચારિત્ર, છ નિર્ગ્રંથ ઇત્યાદિ સંવરમાં સમવતરે ૬. બાર ભેદે તપ, બાણુ પડિમા, એકાણુ વિનય, પાંચ સજઝાય, બે ધ્યાન, નવ પ્રકારનો પ્રમુખનો ગણવો, તપ, જપ, સૂત્ર વાંચવાં, ધર્મકથા કહેવી ઇત્યાદિ નિર્જરામાં સમવતરે ૭. એકશો અડતાળીશ પ્રકૃતિની સ્થિતિ, અનંતીકર્મવર્ગણા એ બંધમાં સમવતરે ૮. જ્ઞાનાદિ મોક્ષમાર્ગ કર્મનો ક્ષય હોય તે મોક્ષમાં સમવતરે ૯.

હવે દશ દાન તે કોણમાં સમાવે? એક દાન પુન્યમાં સમવતરે. એક પાપમાં સમવતરે. આઠ દાન પુન્ય પાપ બેહુમાં સમવતરે, સચિત્ત પાણી, જીવમાં મિશ્રપાણી, સચિત્ત અચિત્ત બેહુમાં, સચિત્ત યોની જીવ મિશ્ર બેય. એમ ત્રણ આહાર પણ ચોરાશી લાખ જીવાજોની તે બેયમાં. એક ક્રોડ સાડી સત્તાણુ લાખ કુળકોડિ જીવમાં, ધર્મપક્ષ સંવરમાં, અધર્મપક્ષ આશ્રવમાં, મિશ્રપક્ષ આશ્રવ સંવર બેહુમાં, વ્રતિ, સંયમિ, પચ્ચખ્ખાણી, ધર્મજાગરા, પંડિત, ધર્મવ્યવસાય તે સંવરમાં. અવ્રતિ, અસંયમી, અપચ્ચખ્ખાણી, અધર્મ, બાળવ્યવસાય, ઉપક્રમ, કરણ, બાળમરણ એ આશ્રવમાં. વ્રતાવ્રતિ, સંયતા સંયતિ, પચ્ચખ્ખાણાપચ્ચખ્ખાણી, મિશ્રવ્યવસાય, મિશ્રઉપક્રમ, મિશ્ર કરણ, બાળપંડિત, ધર્માધર્મ, શ્રુતજાગરાપણું, બાળપંડિત મરણ એ આશ્રવ સંવર બેહુમાં. શુભયોગ, શુભ લેશ્યા, શુભધ્યાન, શુભવીર્ય એ નિર્જરાબંધ બેહુમાં છે. એમ બીજા પદાર્થ પણ યથાયોગ્ય ઠેકાણે સમવતરે. શ્રી ઠાણાંગ

સૂત્રના બીજા ઠાણામાં "जदत्थीणं लोगे तं सव्वं दुपडोयारं प मत्ते तं जहा–जीवे चेव १, अजीवे चेव २," તે ન્યાયે નવપ દાર્થ પણ બેયમાં સમાવવા. તેનો વિસ્તાર જેમ જીવ અજી વદ્વારમાં કહ્યો, જેટલા જેટલા જીવના નિજ ગુણ, તે જીવમાં ધાલવા, જે જીવના નિજ ગુણ નાહ, હમણાં જીવ છે પણ અંતે છોડી દેશે, તે અજીવમાં ધાલવા. સંવર, નિર્જરા, મોક્ષ જી વમાં પેઠા. પુન્ય, પાપ, આશ્રવ ને બંધ એ ચાર અજીવમાં પેઠા. ત્યારે બેય દ્રવ્યમાં ઠરચા. ઇતિ સોળમો સમવતારદ્વાર.

---

## हवे सत्तरमो प्रकृति अप्रकृतिद्वार कहे छे.

જીવ પ્રકૃતિ કે અપ્રકૃતિ ? ઉત્તર–જીવદ્રવ્ય પોતે તો અ પ્રકૃતિ છે ને જીવના અશુભ ગુણ તે છવીશ પ્રકૃતિ છે. જી વને ૧૪૮ પ્રકૃતિ છે ૧. અજીવમાં ચાર અપ્રકૃતિ, ને એક પુ ગળમાં. કેઇક બંધપ્રકૃતિ છે. તેમાં ૧૪૮ પ્રકૃતિ છે, પણ અજીવને કોઇ પ્રકૃતિ નહી ૨. પુન્ય તે પ્રકૃતિ છે, અપ્રકૃતિ નહી. ભાવપુન્ય તે ભાવપ્રકૃતિ છે. દ્રવ્યપુન્ય તે દ્રવ્યપ્રકૃાત છે. પુન્યની બેતાળીશ પ્રકૃતિ છે ૩. એમ પાપ તે પ્રકૃતિ છે, અપ્રકૃતિ નહી. પાપની બ્યાશી પ્રકૃતિ છે ૪. આશ્રવ તે પ્ર કૃતિ છે, અપ્રકૃતિ નહી. આશ્રવની સત્તાવન પ્રકૃતિ છે તે કેઇ ? પાંચ મિથ્યાત્વ, બાર અવ્રત, પચીશ કષાય, પંદર જોગ, એમ સર્વે થઇ ૫૭ પ્રકૃાત થઇ ૫. સંવર તે અપ્રકૃતિ છે, પ્રકૃતિ નહી; પણ સત્તાવન પ્રકૃતિને સંવરી છે ૬. નિર્જરા તે અપ્રકૃતિ છે, પ્રકૃતિ નહી પણ તે એકશો બાવીશ પ્રકૃતિ નિર્જરે છે ૭. બંધ તે પ્રકૃતિ છે અપ્રકૃતિ નહી. એકશોવીશ

પ્રકૃતિને બાંધે છે ૮. મોક્ષ તે અપ્રકૃતિ છે, પ્રકૃતિ નહી; પણ ૧૪૮ પ્રકૃતિથી છૂટવું ૯. ઈતિ સત્તરમો પ્રકૃતિ અપ્રકૃતિદ્વાર.

## हवे अढारमो भावद्वार कहे छे.

જીવદ્રવ્ય તો પ્રણામિક ભાવમાં છે. જીવના ગુણ પર્યાય તે ઉદય ૧, ઉપશમ ૨, ક્ષાયક ૩, ક્ષયોપશમ ૪, પ્રણામિક ૫ ભાવમાં છે. ત્યાં અશુદ્ધ ગુણ વેદ, કષાય, લેશ્યા, મિથ્યાત્વાદિ, તે ઉદયભાવમાં છે. શુદ્ધ ગુણ તે ઉપશમાદિ ત્રણ ભાવમાં છે. ત્યાં ઉપશમ સમકિત, ઉપશમ ચારિત્ર તે ઉપશમિક ભાંખવું, સાંભળવું, પાંચ ઈંદ્રિ, ત્રણ વીર્ય, પાંચ લબ્ધિ ઈત્યાદિ ક્ષયોપશમિક ભાવમાં છે. ભવ્યપણું અભવ્યપણું એ અનાદિ પ્રણામિકભાવમાં છે, સિદ્ધપણું સાદિપ્રણામિક ભાવમાં છે. ઈહાં કોઈ પૂછે છે કે, અજ્ઞાન, મિથ્યાત્વ એ ઉદય ભાવમાં પણ કહ્યા અને ક્ષયોપશમિકભાવમાં પણ કહ્યા? તેનો ઉત્તર—જે અજાણપણા રૂપ અજ્ઞાન, તે જ્ઞાનાવરણી કર્મનો ઉદય છે તેને ઉદયે જીવને કોઈ વસ્તુની ખબર પડતી નથી, અને જે વિપરીત જાણવા રૂપ અજ્ઞાન છે, તે જ્ઞાનાવરણી કર્મનો ક્ષયોપશમ છે. કર્મ ત્રૂટવાથી જાણપણું આવ્યું છે. એમ મિથ્યાત્વમોહનીનો ઉદય પણ મિથ્યાત્વ સહિત છે. તે અશુદ્ધપણા માટે અજ્ઞાન કહ્યું છે, પણ જ્ઞાન જીવનું લક્ષણ છે. એમ મિથ્યાત્વમોહનીનો ઉદય તે તો ઉદયભાવમાં છે અને જે વિપરીત સદ્દહણા રૂપ વિપરીત મિથ્યાત્વ તે તો મોહની પતળી આવી છે. તે સદ્દહવું તે જીવનો ગુણ છે. તે મિથ્યાદષ્ટિ કહીએ. તે ક્ષયોપશમભાવમાં છે. એટલે

જીવ તે પાંચ ભાવમાં ઠરચો; પણ મુખ્ય નયમાં જીવદ્રવ્ય પ્રણામિકભાવમાં છે ૧.

અજીવમાં ધર્માધર્મા, આકાશ, કાળ એ ચાર અનાદિ પ્રણામિક ભાવમાં છે, અને પુદ્ગળ પોતે તો પુદ્ગળપણા આશ્રી અનાદિપ્રણામિક ભાવમાં છે. વળી એની અવસ્થા પ્રમાણુપણું ઇત્યાદ સર્વે સાદિપ્રણામિક ભાવમાં છે. તથા પુદ્ગળના અનંતપ્રદેશિયા ખંધ કર્મપણે પ્રણમ્યા તે ઉદય ભાવમાં છે. વળો ઉપચારે કરી ઉપશમાવ્યા પુદ્ગળ ક્ષય કરચા, પુદ્ગળ ક્ષયોપશમાવ્યા ઇત્યાદિ. તે ન્યાયે ઉપશમ, ક્ષયોપશમ, ક્ષાયકભાવમાં પણ છે ૨.

પુન્ય તે જીવ ઉદય, અજીવ ઉદય નિપન્યા. ઉદયભાવમાં ને સાદિ પ્રણામિકભાવમાં ૩. એમ પાપ પણ જીવ ઉદય, અજીવ ઉદય નિપન્યા ઉદયને સાદિ પ્રણામિકભાવમાં છે ૪. આશ્રવમાં પણ એમ જ ૫. સંવર તે ઉપશમિક, ક્ષાયક, ક્ષયોપશમભાવમાં છે. પ્રણામિકભાવ તો સઘળે ફેલાઈ રહ્યો છે. તે માટે તે પણ લાભે ૬. નિર્જરા તે એમ જ ત્રણ ભાવમાં. ઉપશમભાવમાં નિર્જરા નહી. કર્મ ઢાંક્યાં પડયાં છે તે માટે ૭. બંધ તે પુન્યની પેઠે ૮. મોક્ષ તે સંવરની પેઠે ૯. વળી એક અપેક્ષાએ ક્ષાયકભાવમાં જ છે. એ તો પાંચ ભાવમાં નવ પદાર્થ કહ્યા. હવે નવ પદાર્થમાં પાંચ ભાવ એ જ રીતે કહે છે. જીવમાં પાંચ ભાવ, અજીવ, પુન્ય, પાપ, આશ્રવ ને બંધ. એ પાંચમાં બે બે ભાવ છે. સંવરમાં ચાર ભાવ. નિર્જરામાં ત્રણ અને મોક્ષમાં એક. ઇતિ અઢારમો ભાવદ્વાર.

---

## હવે ઓગણીશમો દ્રવ્ય ગુણ પર્યાયદ્વાર કહે છે.

જીવનો દ્રવ્ય તે જીવ અસંખ્યાતપ્રદેશી છે. ગુણ તે જ્ઞાન દર્શનનો. તદ્રૂપ અનાદિયા ગુણ. ચારિત્ર તપસ્યાદિ ગુણ. કષાયાદિ અશુદ્ધ ગુણ. વીર્યને ઉપયોગ, તદ્ગુણ પર્યાયના બે ભેદ–એક દ્રવ્યપર્યાય, બીજો ગુણપર્યાય. દ્રવ્યપર્યાય તે નરકાદિક. ગુણપર્યાય તે મતિ શ્રુતાદિક. એ જીવના દ્રવ્યપર્યાય કહ્યા.

અજીવના દ્રવ્ય તો પાંચ ધર્માદિક. ગુણ જડ લક્ષણ, પર્યાય તે પલટવા રૂપ પરમાણુઆદિક. ધર્માસ્તિનો દ્રવ્ય તે ધર્મદ્રવ્ય. ગુણ ચલણ. પર્યાય અનંતા. જીવને અનંતા પુદ્ગળને ચલાવવાની શક્તિ, તે માટે અનંતા પર્યાય. એમ અધર્મનો દ્રવ્ય તો એક અસંખ્યાતપ્રદેશી. ગુણ સ્થિર. પર્યાય અનંતા જીવ પુદ્ગળને સ્થિર રાખવાની શક્તિ, આકાશનો દ્રવ્ય તો એક અનંતપ્રદેશી. ગુણ વિકાશ. પર્યાય અનંતા. દ્રવ્યને જગ્યા આપવાની શક્તિ. કાળનો દ્રવ્ય તો એક સમય. ગુણ વર્ત્તના રૂપ. પર્યાય અનંતા જીવને પુદ્ગળ ઉપર વર્ત્તે. નવી નવી અવસ્થા કરે છે. તે માટે એક સમયના અનંતા પર્યાય. પુદ્ગળનો દ્રવ્ય તે પુદ્ગળ પરમાણુ યાવત્ અનંતપ્રદેશી. ગુણ ગ્રહણ લક્ષણ. પર્યાય તે એક. ગુ ણ તે કાળો. યાવત્ અનંતગુણ કાળો. એમ યાવત્ લૂખો ૨.

પુન્યનો દ્રવ્ય તે પુન્ય શુભકૃત રૂપ. ગુણ તે જીવને સુખદાતા. પર્યાય અનંતા. ચારિત્રમોહનીના વિકારથી ઉપન્યા સંક્લિષ્ટ વિશુદ્ધ સ્થાનક તથા અનંતા પરમાણુઆના વર્ણાદિક તથા અનંતા જીવોપેં છે. એમ પાપનો દ્રવ્ય તે પાપ, ગુણ જીવને દુઃખદાતા, પર્યાય અનંતા વર્ણાદિક. આશ્રવનો

દ્રવ્ય તે આશ્રવ મિથ્યાત્વાદિક. ગુણ નવાં કર્મ ગ્રહવાને. જીવને મેલો કરવાનો. તથા ઉજવળ પણ કરે. પર્યાય અનંતા. કર્મ આયા. લેશ્યાના, યોગના, કષાયના પ્રણામ. મિથ્યાત્વનો દ્રવ્ય તે મિથ્યાત્વ. ગુણ વિપરીત સદ્દહણા. પર્યાય અનંતા. મિથ્યાત્વમોહનીના પર્યાય. ઇત્યાદિ સર્વના કહેવા.

સંવરનો દ્રવ્ય તે સંવર સમકિતાદિ. ગુણ કર્મ રોકવાનો, પર્યાય અનંતા કર્મવર્ગણાદિ તે. સમકિતનો દ્રવ્ય તે સમકિત, ગુણ સદ્દહણા, પર્યાય અનંતી વસ્તુ તે સદ્દહે, ઇત્યાદિ સર્વના કહેવા. નિર્જરાનો દ્રવ્ય તે નિર્જરા, ગુણ કર્મ તોડવાનો, પર્યાય અનંતા, કર્મ દ્રવ્યવર્ગણા ત્રૂટી તે. બંધનો દ્રવ્ય તે બંધ. ગુણ તે જીવને બાંધવાનો. પર્યાય અનંતા, કર્મ દ્રવ્ય વર્ગણા બાંધી તે. મોક્ષનો દ્રવ્ય તે મોક્ષ, ગુણ તે જીવને મૂકાવવાનો. પર્યાય અનંતા. કર્મ ત્રૂટયાં. અનંતા ગુણ પ્રગટયા. તે માટે અનંતા પર્યાય. જ્ઞાનનો દ્રવ્ય તે જ્ઞાન. ગુણ તે જાણપણું, પર્યાય તે અનંત દ્રવ્ય ગુણ પર્યાયને જાણે તે માટે અનંતા પર્યાય. દર્શનનો દ્રવ્ય તે દર્શન, ગુણ સદ્દહવું, પર્યાય તે અનંત દ્રવ્ય પર્યાય સદ્દહે. ચારિત્રનો દ્રવ્ય તે ચારિત્ર. ગુણ તે કર્મ તોડવાનો, તથા આરંભ પરિગ્રહ મમતા ઘટવાનો. પર્યાય તે અનંત દ્રવ્યનો મમત્વભાવ ઘટયો. અનંત કર્મ રોકે. તપનો દ્રવ્ય તે તપ. ગુણ તે પૂર્વ કર્મ ખપાવવાનો. ખાવાદિ મમતા મટાડવાનો. પર્યાય તે અનંત વસ્તુની મમતા મટી. અનંતાં કર્મ ટળ્યાં. અનંતા પર્યાય. ઇતિ ઓગણીશમો દ્રવ્ય, ગુણ, પર્યાયદ્વાર સમાપ્તમ્.

---

## हवे वीशमो द्रव्य, क्षेत्र, काल, नाव, गुणद्वार कहे ठे.

જીવ દ્રવ્યથી અનંતા ૧, ક્ષેત્રથી સર્વ લોકમાં ૨, કાળથી આદિ અંત રાહત ૩, ભાવથી વર્ણ, ગંધ, રસ, ફરસ સહિત ૪, ગુણથી ચેતના ૫. અજીવ દ્રવ્યથી અનંતા ૧, ક્ષેત્રથી લોકાલોકમાં ૨, કાળથી નિત્ય ૩, ભાવથી વર્ણાદિ સાહત પણ છે અને રહિત પણ છે ૪, ગુણથી જડ લક્ષણ ૫, એમ ધર્માદિ પાંચ દ્રવ્યના પાંચ બોલ પૂર્વની પેઠે. પુન્ય દ્રવ્યથી અનંતા જે વારે છે તે માટે અનંતા તથા અનંતપ્રદેશિક છે ૧, ક્ષેત્રથી સર્વ લોકમાં ૨, કાળથી નિત્ય ૩, ભાવથો શુભ વર્ણાદિ સોળ બોલ સાહત ૪, ગુણ સુખદાતા ૫, પાપ આશ્રવ પણ એમ જ ૫, સંવર દ્રવ્યથી સમ્યક્દૃષ્ટિ આશ્રી અસંખ્યાતા, સિદ્ધ આશ્રી. તથા સર્વ જીવ આશ્રી અનંતા ૧, ક્ષેત્રથી સર્વ લોકમાં ૨, કાળથી નિત્ય ૩, ભાવથી અરૂપિ ૪, ગુણ કર્મ રોકવાનો ૫, એમ નિર્જ્જરા દ્રવ્ય અનંત શેષ તેમ જ. બંધ પુન્યની પેઠે. મોક્ષ તે નિર્જ્જરાની પેઠે ૯. એ તો સર્વ દ્રવ્ય આશ્રી કહ્યું.

હવે એક દ્રવ્ય આશ્રી કહે છે. જીવ દ્રવ્યથી એક ૧, ક્ષેત્રથી અસંખ્ય પ્રદેશાવગાહી, ઉત્કૃષ્ટો સર્વ લોકાવગાહી ૨, કાળથી નિત્ય ૩, ભાવથી અરૂપિ ૪, ગુણ ચેતના ૫, એમ અજીવના ચાર દ્રવ્ય પૂર્વનો પેઠે કહેવા. એક પુદ્ગળ આશ્રી દ્રવ્યથી એક ૧, ક્ષેત્રથી જઘન્ય એક પ્રદેશાવગાઢ, ઉત્કૃષ્ટો સર્વ લોક વ્યાપી ૨, કાળથી જઘન્ય એક સમય, ઉત્કૃષ્ટિ અસંખ્યાતા કાળની સ્થિતિ ૩, ભાવથી અનંતવર્ણાદિ સહિત ૪, ગુણથી ગ્રહણ ૫, પુન્ય દ્રવ્યથી એક પ્રકૃત ૧, ક્ષેત્રથી

અસંખ્ય પ્રદેશાવગાહી ૨, કાળથી જઘન્ય એક સમય, ઉત્કૃષ્ટ વીશ કોડાકોડિ સાગર ૩, ભાવથી રૂપિ શુભ વર્ણાદિ સહિત ૪, ગુણ મીઠો ૫, પાપ દ્રવ્યથી એક પ્રકૃત ૧, ક્ષેત્રથી અસંખ્ય પ્રદેશાવગાહી ૨, કાળથી જઘન્ય અંતર્મુહૂર્ત્ત, ઉત્કૃષ્ટ શિત્તેર કોડાકોડ સાગર ૩, ભાવથી અશુભવર્ણાદિ સહિત ૪, ગુણ કટુક ૫. આશ્રવ દ્રવ્યથી એક પ્રકૃત ૧, ક્ષેત્રથી અસંખ્યપ્રદેશી ૨, કાળથી શિત્તેર કોડાકોડ સાગર ૩, ભાવથી શુભાશુભવર્ણાદિ ૪, ગુણ કર્મ ગ્રહવાનો ૫. સંવર દ્રવ્યથી એક પ્રકૃત ૧, ક્ષેત્રથી અસંખ્યપ્રદેશ ૨, કાળથી જઘન્ય એક સમય, ઉત્કૃષ્ટ અનાદિ અનંત ૩, ભાવથી અરૂપિ ૪, ગુણ કર્મ રોકવાનો ૫. નિર્જ્જરા દ્રવ્યથી એક પ્રકૃત ૧, ક્ષેત્રથી અસંખ્યપ્રદેશ ૨, કાળથી જઘન્ય એક સમય, ઉત્કૃષ્ટ અનાદિ તથા એક પ્રકૃતિ આશ્રી સાત હજાર વર્ષે ઉણી શિત્તેર કોડાકોડિ સાગર ૩, ભાવથી અરૂપિ ૪, ગુણ કર્મ તોડવાનો ૫. બંધ દ્રવ્યથી એક પ્રકૃત ૧, ક્ષેત્રથી અસંખ્યપ્રદેશ ૨, કાળથી નવા બંધ આશ્રી શિત્તેર કોડાકોડિ સાગર ૩, ભાવથી શુભાશુભ વર્ણાદિ સહિત ૪, ગુણ જીવને મોક્ષ જતાં રોકે ૫. મોક્ષ દ્રવ્યથી એક પ્રકૃત ૧, ક્ષેત્રથી અસંખ્ય ૨, કાળથી એક સમય ૩, ભાવથી અરૂપિ ૪, ગુણ કર્મથી મૂકાવું ૫.

એ તો મુખ્ય નયમાં કહ્યું, અને ઉપચારિક નયમાં પુન્ય, પાપ, આશ્રવ, બંધ એ ચાર જીવના પ્રણામ ગણે તો દ્રવ્યથી અનંત ૧, ક્ષેત્રથી સર્વ લોકમાં ૨, કાળથી અનાદિ અનંત તથા અનાદિસાંત ૩, ભાવથી અરૂપિ ૪, ગુણથી તેમજ ૫. તથા પુન્ય પાપનો બંધ પ્રણામ આંતરે પણ ગણીએ

તો બહુળતાથી જાણવો. તથા એકેક પ્રકૃતિનો બંધ કાળથી અનાદિ અનંત, અનાદિ સાંત, સાદિ સાંત એ ભાંગો લાભે. વળી સંવર, નિર્જરા, મોક્ષના દ્રવ્ય અનંતા ૧, ક્ષેત્રથી સર્વ લોક ૨, કાળથી સંખ્યાતા કાળ સુધી બીજા પરિણામે ન પ્રણમે તેટલો કાળ ૩, ભાવથી શુભાશુભ વર્ણાદિ સહિત ૪, ગુણ ગ્રહણ. ગળે, મળે, વિખરાઈ જાય ૫. તથા સિદ્ધને મોક્ષ ગણીએ તો દ્રવ્યથી અનંતા ૧, ક્ષેત્રથી પિસ્તાળીશ લાખ જોજન પ્રમાણે, લોકને મસ્તકે સિદ્ધસિલા છે. તે ઉપર એક જોજનના ચોવીશમા ભાગમાં સિદ્ધની અવગાહના છે ૨, કાળથી અનાદિ અનંત ૩, ભાવથી અરૂપિ ૪, ગુણ કેવળજ્ઞાનાદિક ૫. એક સિદ્ધ આશ્રી દ્રવ્યથી એક ૧, ક્ષેત્રથી અસંખ્ય પ્રદેશાવગાહ્યા, ત્રણશે તેત્રીશ ધનુષ બત્રીશ આંગુળ પ્રમાણે અવગાહના ૨, કાળથી સાદિ અનંત ૩, ભાવથી ગુણથી તેમ જ ૪, ૫. પુન્ય પાપાદિ સાત પદાર્થવાળા જીવને ગણીએ તો પુન્ય દ્રવ્યાદિ સાતના દ્રવ્ય અનંતા ૧, ક્ષેત્રથી સર્વ લોક ૨, કાળથી અનાદિ અનંત, કાળથી પુન્ય, પાપ, આશ્રવ, બંધના પરમાણુઆ સાદિ સાંત છે ૩, ભાવથી અરૂપિ ૪, ગુણ જાણપણું ૫. એક જીવ આશ્રીદ્રવ્ય ૧, ક્ષેત્રથી અસંખ્ય પ્રદેશ. ઉત્કૃષ્ટ પાપનો બંધ અનાદિના સર્વ લોક ૨, કાળથી પુન્ય, પાપ, આશ્રવ, બંધ. નિર્જરાનો અનાદિ અનંત અનાદિ સાંત. એક પ્રકૃતિ આશ્રી સાદિ સાંત, ને સંવર, નિર્જરા મોક્ષ એમ જ. વળી સિદ્ધમાં ઘાલે તો અનાદિ અનંત ભાવથી અરૂપિ, ગુણ ચેતના. ઈત્યાદિ અનેક નય છે. ઇતિ વીશમો દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ, ગુણદ્વાર સમાપ્તમ્.

## હવે એકવીશમો ઉત્પાદ, વ્યય, ધ્રુવદ્વાર કહે છે.

ઉત્પાદ તે નવ પદાર્થ નવા ઉપજે નહી. છતા વિણસે પણ નહી. ધ્રુવ શાશ્વતા છે, પણ પરિણામ વીશ પ્રણમે તે આશ્રી કહે છે. જીવનો ઉત્પાદ તે નવી ગત્યાદિકને વિષે ઉપજે નવા ગુણઠાણે ચઢવું, નવા ભાવનું આદરવું ૧, વ્યય તે આગલી ગત્યાદિકનું છાંડવું ૨, ધ્રુવ તે તે જ સ્થાનકે રહેવું ૩, તથા જીવ દ્રવ્ય શાશ્વતો છે, ધર્મ, અધર્મ, આકાશ, કાળનો ઉત્પાદ તે જીવ પુદ્ગળને આપણે વશ્ય કરવો ૧, વ્યય તે પારકે વશ પડવું ૨, જેમ જીવ પુદ્ગળ સ્થિર રહે, તે ધર્માસ્તિનો વ્યય. ચાલે તે અધર્માસ્તિનો વ્યય. ધર્મનો ઉત્પાદ ઇત્યાદિ. ધ્રુવ તે ચાર શાશ્વતા છે ને પુદ્ગળનો ઉત્પાદ તે નવા ખંધનું થવું, વ્યય તે વિંખરવું, ધ્રુવ તે શાશ્વતો ૨, પુન્યનો ઉત્પાદ તે નવા શુભ પ્રણામનું ઉપજવું, નવા પ્રમાણુને પુન્યપણે ઉપજવું, વ્યય તે વિશુદ્ધ ભાવથી પડવું, તથા પુન્યનું ખપાવવું, ધ્રુવ તે પુન્યપણે રહેવું. તથા ઘણા જીવોની અપેક્ષાએ, ઘણા પુદ્ગળના અપેક્ષાએ શાશ્વતું છે ૩, એમ પાપનો ઉત્પાદ તે અશુદ્ધ પ્રણામનું ઉપજવું તથા પરમાણુ પુદ્ગળ પાપપણે પ્રણમાવવું. વ્યય તે વિશુદ્ધ ભાવનું આદરવું. પાપ પ્રમાણુનું છાંડવું, ધ્રુવ તે શાશ્વતો ૪, આશ્રવનો ઉત્પાદ તે નવા પરમાણુઆ, મિથ્યાત્વાદિપણે પ્રણમાવ્યા તથા યોગ વ્યાપાર પ્રવર્ત્તાવ્યા તે વ્યય. તે પૂર્વ સંચિત મિથ્યાત્વાદિ ખપાવ્યાં. તથા અશુભ ભાવ રોક્યા. ધ્રુવ તે શાશ્વતો ૫, સંવરનો ઉત્પાદ તે સમકિતાદિ નિવૃત્તિભાવ આદરચો, વ્યય તે આશ્રવમાં પ્રવર્ત્તવું તથા કાળનું કહેવું. ધ્રુવ તે શાશ્વતો ક્ષાયક

સમકિતાદિક તથા જેટલી વેળા રહે તથા ઘણા જીવ આશ્રી ૬, નિર્જરાનો ઉત્પાદ તે તપ કરવો, વ્યય તે પારવો, તથા નવાનું બાંધવું, તથા મુકિત જવું. ધ્રુવ તેમ જ ૭, બંધનો ઉત્પાદ તે શુભાશુભ યોગાદિ સેવવે પરમાણુઆ ગ્રહી કર્મપણે પ્રણમાવે. વ્યય તે કર્મ બાંધ્યાંનું નિર્જરવું તથા છૂટવું. ધ્રુવ તે શાશ્વતો ૮, મોક્ષનો ઉત્પાદ તે કર્મનો ક્ષય, વ્યય તે કર્મ તથા જ્ઞાનાદિ નાસે. ધ્રુવ તે શાશ્વતો. સિદ્ધના પર્યાયનો અપેક્ષાએ ઉત્પાદ વ્યય છે. આપણા પર્યાયની ઉત્પાદ વ્યય નથી. એમ સઘળે જે જે નવા ભાવ ઉપજે, તે ઉત્પાદ. આગલ્યા ત જે તે વ્યય. એમના એમ રહે તે ધ્રુવ. તથા બીજી નયમાં જ્ઞાનનો ઉત્પાદ તે જ્ઞાન વ્યય તે અજ્ઞાન. ધ્રુવ તે આપણે ભાવે શાશ્વતો ઇત્યાદિ ૯. ઇતિ એકવીશમો ઉત્પાદ, વ્યય, ધ્રુવદ્વાર.

---

## हवे बावीशमो तलाव दृष्टांतद्वार कहे छे.

જીવ રૂપ તલાવ છે ૧, અજીવ રૂપ પાણી ૨, આશ્રવ રૂપ ઘડનાળાં ૩, તેમાં સારૂં પાણી આવે તે પુન્ય ૪, ખરાબ પાણી આવે તે પાપ ૫, તે પાણી અને તળાવ એકમેક હોય તે બંધ ૬, આવતાં ઘડનાળાં રોકયાં તે સંવર ૭, અરહંતાદિકે આગલું પાણી કાઢે તે નિર્જરા ૮, સર્વ તળાવ ખાલી થાય તે મોક્ષ ૯. એ દષ્ટાંત કહ્યું.

હવે ભાવદ્વારની મેળવણી કહે છે. જેમ કોઇ પુરૂષનું ચિંતામણિ રત્ન તળાવમાં પ્રમાદને વશે પડચું હોય, તે ઘડનાળાં રોકયાં વિના પાણી કાઢે તો તળાવ ખાલી ન થાય અને રત્ન હાથ ન આવે; તેમ કેવળજ્ઞાન અને કેવળદર્શન રૂપ ૨

ત્ન જીવ રૂપ તળાવને વિષે છે, તે કર્મ રૂપ પાણીથી ઢાંકેલું પડ્યું છે. તે મિથ્યાત્વાદિ આશ્રવ રોક્યા વિના અકામનિર્જરા, બાળ તપસ્યાદિકે કર્મની નિર્જરા કરે. કર્મ રૂપ પાણી કાઢે પણ જીવ રૂપ તળાવ ખાલી ન થાય. જેમ કોઇ ચતુર પુરૂષને પહેલેથી ધડનાળાં રોકીને પછીથી અરહટ્ટાદિકે કરીને પાણી કાઢીને તળાવ ખાલી થાય અને ચિંતામણિરત્ન પોતાને હાથ આવે; તેમ જીવ રૂપ તળાવને વિષે સમકિતાદિકે આશ્રવ રૂપ ધડનાળાં રોકીને પછીથી તપસ્યાદિકે કરી કર્મ રૂપ પાણી કાઢે તો તેથી કેવળજ્ઞાન અને કેવળદર્શન રૂપી ચિંતામણિ રત્ન હાથમાં આવે, અને મુક્તિ હોય છે. ઇતિ બાવીશમો તળાવદૃષ્ટાંતદ્વાર.

---

## હવે તેવીશમો નવપદાર્થમાં ભેગા જૂદાનો દ્વાર કહેછે.

વ્યવહાર નયમાં નવ પદાર્થ ભેગા છે અને નિશ્ચે નયે આપ આપણો સ્વભાવ લીધાં રહે છે. ત્યાં પુન્ય, પાપ, આશ્રવ, બંધ અજીવ એ પાંચ ભેગા છે. જીવ, સંવર, નિર્જરા, મોક્ષ એ ચાર ભેગા છે. હવે જીવ તે ભાજન છે. તેમાં કાયા તે અજીવ છે. પુન્ય પણ કરે ભોગવે છે. આશ્રવથી કર્મ આવે છે. સંવરે કરીને રોકે પણ છે. નિર્જરા કર્મને તોડે પણ છે. નવાં બાંધે પણ છે. જૂનાં ત્રૂટે પણ છે. તેથી જીવમાં નવ વાનાં પામે છે. અજીવ ધર્માધર્મ, આકાશ, કાળ એ પોતે અજીવ પદાર્થ છે. બાકી સર્વ એમાં રહ્યા છે, પણ તેના ગુણ નહી તે માટે જૂદા છે. પુદ્ગળ પોતે અજીવ છે. જીવને લાગ્યા છે. જીવને સુખ દુઃખદાઇ છે. કર્મપણે પ્રણમ્યા, તે શુભાશુભ પણ છે. કર્મને આણે પણ છે, બાંધે પણ છે, પુદ્ગળને સંવરે પણ

છે, નિર્જરે પણ છે, ખપાવે પણ છે. તેથી અજીવમાં પાંચ પદાર્થ પોતાના સુદ્ધાં લાભે. પુન્ય કરે તે જીવ છે, પુન્ય પોતે અજીવ છે. શુભપણે પ્રણમ્યા તેથી પુન્ય છે. પુન્ય બાંધે તે સમયે પાપ પણ બાંધે છે. કર્મ પણ આવે છે. સંવરે, નિર્જરે, બાંધે, ખપાવે પણ છે. એમ પાપાદિ સર્વ જાણવા.

હવે મિથ્યાત્વાદિ અશુભ આશ્રવ, તે પાપની કરણી કરતાં તે કરણીથી આશ્રવ, પાપ, બંધ એ ત્રણ નિપજે છે. શુભયોગાદિ પુન્યની કરણી કરતાં તે કરણીથી પુન્ય નિપજે. શુભ કર્મ પણ આવે છે. બાંધે પણ છે, આગલ્યાં નિર્જરે પણ છે. એમ પુન્ય, પાપ, આશ્રવ, બંધ ને નિર્જરા નિપજે. સમકિતાદિ સંવરની કરણી નિવૃત્તિભાવથી આવતાં કર્મ રોકે છે. એક સંવર નિપજે છે. તથા અપેક્ષાએ પુન્ય, પાપ, આશ્રવ, બંધની નિર્જરા કરે. જે માટે શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના ઓગણત્રીશમા અધ્યયનમાં कोह विजएणं खंति जणयइ, कोह वेयणिज्जं कम्मं न बंधइ, पुव्वं बंधं च निज्जरेइ. ઇતિ વચનાત્. એનો પરમાર્થ જે ક્રોધ જીત્યો, ત્યાં સંવરથી રોક્યા અને ક્ષમા કરતાં શુભ મનાદિ યોગ પ્રવર્ત્તાવ્યા. અરે જીવ! ત્હારાં સંચ્યાં કર્મ છે, તો તું સમભાવે ખમ. ઇત્યાદિ યોગ વર્ત્યા. તેથી આગલ્યાં કર્મની નિર્જરા હોય અને નવાં શુભ આવ્યાં, બાંધ્યાં પુન્ય પણ નિપજે. જે માટે શ્રી સંથારાપયન્નામાં આશ્રવ, સંવર, નિર્જરા એ ત્રણ ભેગા હોય તે તીર્થ કહીએ. તે માટે સંથારાદિ કરતાં જે યોગ રોકે, તેથી ખાવાદિકનાં કર્મ પણ રોકે. નવાં શુભકર્મ આવે, પણ તેથી દેવગતિ તથા તીર્થંકરાદિ પ્રકૃતિનો બંધ પણ હોય છે. આગલાં અશુ

ભકર્મ ખપાવે. શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના ઓગણત્રીશમા અધ્યયનમાં ન્नत्त पच्चख्खाणेणं, अणेगायं न्नव सहस्साइं निरुं न्नइ. ઇતિ વચનાત્. જેમાટે સંવરની કરણી કરતાં પાપ ટાળી છ પદાર્થે નિપજે અને તે સમયે કષાયાદિથી પાપ પણ છે. પરંતુ સંવરની કરણીથી એક આવતાં કર્મ જ રોકે છે. આ ગલાં જે ત્રૂટે છે તે નિર્જ્જરાથી. નવાં બાંધે તે શુભ આશ્રવથી, પણ સંવરનો તો કર્મ રોકવાનો જ સ્વભાવ છે. શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના ઓગણત્રીશમા અધ્યયનમાં संजमेणं अण्हतं जणयइ. तवेणं वोदाणं जणयइ. વળી શ્રી ભગવતિ સૂત્રના ત્રીશમા શતકના પાંચમા ઉદ્દેશામાં તુંગિયા નગરીના શ્રાવકે પાર્શ્વનાથ ભગવાનના સંતાનિયાને પૂછયું કે, સંયમ તપનું શું ફળ ? ત્યારે સ્થવિરે કહ્યું. संजमेणं अजोअण्णण्हय फले, तवेणं वोदाणं फले. ત્યારે શ્રાવકે કહ્યું કે, દેવલોકમાં કેમ જાય છે ? ત્યારે કાલિયપુત્ર સ્થવિરે કહ્યું. पुव्व संजमेणं अजो देवलोएसु ज्ववज्जंति ૧. આણંદ ઋષિ સ્થવિરે કહ્યું. कमियाए अजो देवलोएसु ज्ववज्जंति ૨. ત્યારે મહિલ સ્થવિરે કહ્યું. पुव्वतवेणं अजो देवलोएसु ज्ववज्जंति ૩. ત્યારે કાશ્યપ સ્થવિરે કહ્યું. संगीयाए अजो देवलोएसु ज्ववज्जंति ૪. એ ચાર બોલ ફેર કહ્યા. તો હવે જુઓને ! જે સાધુ તે અસત્ય ન બોલે તો ચાર ભાષા કેમ બોલ્યા ? પણ ચારે ભાષા સાચી છે. ભગવંતે ગૌતમસ્વામી પાસે સ્વિકારી છે. તો એનો પરમાર્થ નય ઉપર છે. પૂર્વના બે પાઠ તો વ્યવહાર નય ઉપર છે. ઉપરના બે પાઠ નિશ્ચે નયના છે તે કેમ ? પૂર્વ સંયમ, પૂર્વ તપ એ નામ કહ્યાં; પણ સંયમ તપ એમ ન કહ્યું, તેનું કારણ એમ છે કે,

પૂર્વ સંયમ તે, સરાગ સંયમ, ને સરાગ તપને પ્રભાવે દેવતામાં ઉપજે છે. પણ વીતરાગી સંયમવાળો દેવગતિનું આઉખું ન બાંધે. સરાગપણાથી સંયમ ન છેદ્યો. સંયમથી અશુભ કર્મ રો ક્યાં. વળી પૂંજતાં, પરઠવતાં યત્ના તે સંયમ, પાંચ સમિતિ તે સંયમ, તેમાં શુભયોગ પ્રવર્ત્યો તે શુભ આશ્રવ છે. તેથી દેવગતિનો શુભબંધ હોય. તે કારણ માટે પૂર્વ સંયમથી દેવગતિમાં જાય. એમ પૂર્વ તપથી પણ દેવગતિમાં જાય. એ વ્યવહાર નયનું વચન છે. ત્રીજો પાઠ કર્મને પ્રતાપે ઉપજે તે શુભ કર્મને પ્રતાપે ઉપજે છે. સંગીયાए. સરાગ તે સરાગ લેશ્યા મોહને પ્રતાપે ઉપજે. તે મોહને પ્રતાપે દેવતામાં કેમ ઉપજે ? પરંતુ જો સર્વથા રાગ દ્વેષ ક્ષય ગયા હોત તો મોક્ષ જાત, પણ એટલો રાગ દ્વેષ રહ્યો તેના પ્રતાપે દેવતામાં ઉપજે છે. તે ન્યાયે ઠીક છે. જેમ કોઈ પુરૂષ પંદર કોશને ગ્રામાંતરે ચાલ્યો. જતાં દશ કોશ ઉપર થાક્યો, ત્યારે ત્યાં જ રાત રહ્યો. તો તે પુરૂષ ત્યાં કેને પ્રતાપે ગયો અને રહ્યો ? તે થાકવાને પ્રતાપે રહ્યો. આઘો જઈ શક્યો નહી. તેમ સંયમ તપને પ્રતાપે દેવલોકે ગયો અને રાગ દ્વેષને પ્રતાપે દેવલોકે રહ્યો. આઘો જઈ શક્યો નહી. તથા એક નયમાં કષાયને પ્રતાપે દેવતાપણે ઉપજે. તે કષાય શુભ ભાસે છે. જે માટે શ્રી ઠાણાંગ સૂત્રના બીજા ઠાણામાં નારકીનું શરીર રાગ દ્વેષે કરી ઉપન્યું કહ્યું છે. એમ યાવત્ વૈમાનિક સુધી તથા ચોથે ઠાણે ચોવીશ દંડકનાં શરીર ચાર કષાયે કરી નિપન્યાં કહ્યાં. તે લેખે નારકીનાં શરીર અશુભ કષાયથી નિપન્યાં દેખાય છે અને વૈમાનિકનું શરીર શુભ કષાયથી ઉપન્યું દેખાય છે. અશુભ કષાયથી દેવતામાં કેમ

જાય ? અને ઇહાં તો કષાયથી ઉપન્યું કહ્યું. વળી તુંગિયા નગરીના અધિકારે સરાગથી દેવગતિ કહી છે. વળી કર્મગ્રંથમાં પણ સર્વ કર્મની (૧૭૭) પ્રકૃતિનું કારણ કષાય છે. કષાયથી જ સર્વ પ્રકૃતિ છે. ભલો ભૂંડો રસ પડે છે. અશુભ કષાયથી અશુભ પ્રકૃતિનો અશુભ રસ પડે છે. શુભ કષાયથી શુભ પ્રકૃતિનો શુભ રસ પડે છે. વળી સૂત્રમાં પણ ચાર કષાયનું ફળ ચારગતિમાં ફરવું કહ્યું. વળી શ્રી આચારાંગ સૂત્રમાં લોગ્ગં અલોગ્ગંણં ડુગંછમાણે. ઇહાં દુગંછા ભલી કહી. શ્રી ભગવતિ સૂત્રમાં ગર્હા સંયમ કહ્યો. આર્ત્તના બે ભેદ કહ્યા. પ્રશસ્ત ૧, અપ્રશસ્ત ૨ તે કેમ ? એ દૃષ્ટાંતે. કષાયથી ભલું થાય; પણ અંતરમાં કષાય તે અશુભ જ છે. શુભયોગની અપેક્ષાએ રાગ તે શુભ ભાસે છે. જેમ પોતે તો ચોર છે, પણ શાહુકારની સંગતે શાહુકાર જેવો પ્રતિભાસે છે. તથા મ્હોટી કષાય છૂટી અને ન્હાની કષાય રહી, તે માટે શુભ દેખાય. જેમ કૃષ્ણલેશ્યાની અપેક્ષાએ નિલ શુભલેશ્યા અને નિલથી કાપુત શુભ, પણ પરમાર્થે સંભારવાથી ત્રણ લેશ્યા અશુભ જ છે. તે ન્યાયે સંસારનો રાગ છૂટવાથી ધર્મનો રાગ આવ્યો, તે પૂર્વની અપેક્ષાએ સુલભ પ્રતિભાસે છે; પણ પોતે અશુભ છે. એટલું છૂટવાથી મુક્તિ જશે. જેમ ગૌતમસ્વામીને વીર પ્રભુએ કહ્યું. મ્હારા ઉપરથી રાગ ટાળ; અને ટાળ્યો તો કેવળજ્ઞાન ઉપન્યું. તેમ એટલી કષાયથી યથાખ્યાત ચારિત્ર અટક્યું, સાતમે ગુણઠાણે મુક્તિની વાંછા છે એટલી થકાં પણ મુક્તિ ન પામે; અને એ છૂટવાથી મુક્તિ મળે તે લેખે કષાય ત્યજવા યોગ્ય છે. કષાય છૂટી તથા યોગ પણ શુભ વર્ત્તે,

તેથી કષાય શુભ ગણીએ. જેમ એક રાગ તો સ્ત્રી પુત્ર ઉપર તે પણ કષાય, અને બીજો રાગ અરિહંત, સાધુ, શ્રાવક, ધર્મ, દયા, શીળ, સત્ય, સંતોષ, ક્ષમા અને જીવને ઉગારવા ઉપર રાગ; એ બેહુ રાગ સરખા કેમ થાય ? શ્રી આવશ્યક સૂત્રમાં પણ ધર્મનો રાગ તો પ્રશસ્ત કહ્યો છે. વળી ભગવંતે ગોશાળાને બચાવ્યો તે પણ સરાગપણાથી બચાવ્યો કહ્યો છે. તે રાગપણામાં પાપ હોય તો વીતરાગને હોય; અને જો સરાગ વિના બચાવ્યો તો ગોશાળે બે સાધુને બાળ્યા, તેને કેમ બચાવ્યા ? તે માટે યાદિ ઉપર રાગ હોય, તેમાં પાપ પુન્યનો બંધ છે. શુભ આશ્રવ જણાય છે. શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના બત્રીશમા અધ્યયનમાં रागोय दोसोय विय कम्म बीयं. ઇતિ વચનાત્. રાગ દ્વેષ બેહુ કર્મનાં બીજ છે. રાગ દ્વેષ વિના કર્મ ન બાંધે. તો જો રાગ દ્વેષમાં એકાંત પાપ હોય તો પાપનાં બીજ તે રાગ દ્વેષ છે, પણ પુન્યનું બીજ કોણ ? પુન્યનું બીજ પણ કષાય જ દેખાય છે. જેમ संसार ज्रउवि गान्निया, जम्मणा मरणाणं. એ ભય પણ શુભ દેખાય છે. તથા શ્રી ઉવવાઈ સૂત્રમાં સ્થવિર ભગવંત સૂત્ર ભણીને મત્તમાતંગની પેઠે રમે. તથા શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના છત્રીશમા અધ્યયનમાં रमिज्जा संजमे मुणि, એ રીતે પણ શુભ જાણીએ. वीए તથા अहिमिज्जा पेमाणु रागरत्ता એ રાગ પણ શુભ દેખાય છે. તથા अनुघनाउ सरीर कलीमलो कलुसंवि मुच्चंति. એ દુગંછા પણ શુભ દેખાય છે. તે અનુસારે કષાયને પણ શુભ વ્યવહાર કહીએ, અને નિશ્ચે તો સર્વ કષાય ક્ષય જવાથી વીતરાગીપણું થાય; પરંતુ કષાય થકાં વીતરાગીપણું

ન આવે. તે માટે કષાય સર્વ અશુદ્ધ છે. ભગવંતની આજ્ઞામાં નહી. જે માટે દશમા ગુણઠાણા સુધી સૂત્ર વિપરીત ચાલતા કહ્યા છે. તે ન્યાયે આજ્ઞા નહી પણ વ્યવહારે કષાયમાં શુભ આશ્રવ જણાય છે. તે શુભ આશ્રવથી નિર્જરાને પુન્ય હોય છે. શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના ઓગણત્રીશમા અધ્યયનમાં वंदणयाएणं नियागोयं कम्मं खवेइ, उच्चागोयं निबंधइ. ઇતિ વચનાત્. એ વંદણાથી નિર્જરાને પુન્યબંધ બેહુ કહ્યા છે; અને નિર્જરા બંધ કેમ હોય? તે જેમ ચડસાદિકે કૂવાનું પાણી કાઢતાં તે પાણી પાછું પડે છે, તેમ નિર્જરા કરતાં છઠ્ઠે ગુણઠાણે નિયમા સાત કર્મ બંધાય છે, પરંતુ બાંધે થોડાં અને તોડે ઘણાં. તથા તોડવાનો કામી છે, બાંધવાનો કામી નહી તેથી સમયે સમયે ઉજ્વળ થતો જાય છે. જેમ કોઇને માથે હજાર રૂપિયાનું દેવું હોય તેને કમાતાં વ્યાપાર કરતાં સમયે સમયે માથે વ્યાજ ચઢે છે. કોઈ સમયે કમાય પણ છે પણ ઘણું કમાય છે તેથી દેવું ઓછું થતું જાય છે. ધન વધતું જાય છે. એમ સાધુ પ્રમુખે પૂર્વ કર્મ રૂપી દેવું સંચ્યું છે તેને પ્રતાપે સમયે સમયે સાત આઠ કર્મ બાંધવા રૂપ વ્યાજ ચઢે છે, અને શુભ યોગાદિ વચ્ચે નિર્જરાદિક કમાણી પણ થાય છે. તે વ્યાજ ભાડું સર્વ ચૂકાવીને દિન દિન પ્રત્યે કર્મ ઓછાં થતાં જાય છે. જ્ઞાનાદિ રૂપ ધન વધતું જાય છે, તેથી મુક્તિ મળે છે, પરંતુ જ્યાં સુધી આશ્રવ રોક્યા નહિ, ત્યાં સુધી કર્મનો બંધ નિમાયે છે. તે માટે સંવર હોય તે સમયે સાત પદાર્થ ઉત્કૃષ્ટ નિપજે, પણ સંવરમાં નિશ્ચે પુન્ય પાપ એકે નહી. જે માટે શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના ઓગણત્રીશમા અધ્યયનમાં

संवरेण कायगुत्ते पुन्न पावासव निरोहं करेइ. ઇતિ વચનાત્. ઇહિાં પુન્ય પાપ બેહુને આશ્રવ કહ્યા છે. એ બેહુ આશ્રવ રૂંધે તેને રોકવું તે સંવર કહીએ. જે માટે સંવર એકલો જ શુદ્ધ નિષ્કલંક છે પણ નવ પદાર્થ વ્યવહારે ભેગા છે. નવ પદાર્થ ભેગા થયાથી એક જીવ કહીએ. ઇતિ તેવીશમો નવ પદાર્થમાં ભેગા જૂદાનો દ્વાર સમાપ્તમ્.

---

## હવે ચોવીશમો હેય, જ્ઞેય, ઉપાદેયદ્વાર કહે છે.

ઉપાદેય તે શું? જે કાર્ય કરવાની ભગવંતની આજ્ઞા છે, તે કાર્ય કરવાની સાધુ આજ્ઞા આપે. જે કામ કરવાથો ધર્મ છે, અને સર્વને આદરવા યોગ્ય છે. સાધુપણું, શ્રાવકપણું, સમકિત, સંવર, ત્યાગ, વૈરાગ્ય, નિવૃત્તિભાવ, ભણવું ગણવું, તપ, જપ ઇત્યાદિ ઉપાદેય કહીએ. હેય તે શું? જે કાર્ય કરવાની ભગવંતની આજ્ઞા નહિ, સાધુ પણ નિષેધે છે કોઈ પૂછે કે, આ કામ કરવાથી મને શું ફળ થશે? ત્યારે સાધુ કહે કે, તમને પાપ થશે. હિંસા, મૃષા, અદત્ત, ક્રોધ, માન, કષાય, રાગ, દ્વેષ, વિકથા, નિદ્રા, પ્રમાદ, અધર્મ, મિથ્યાત્વ, કુપાત્ર સેવા, આશ્રવ ઇત્યાદિ હેય કહીએ. તે છાંડવા યોગ્ય છે. જ્ઞેય તે શું? જે કાર્ય કરતાં સાધુ આજ્ઞા ન આપે, તેમ નિષેધે પણ નહી, પુન્ય પાપ બતાવે નહી, ગુણ દોષ દેખાડે નહી, મોઘમ વાત રાખે, મૌન સાધે, જે કામ કરવાથી કોઇ જીવને ગુણ હોય અને કોઇને અવગુણ હોય તે–પરબ, શત્રુકાર, મિથ્યાત્વિનાં દાન, વીતરાગની આગળ નાટક, ભક્તિ, સ્તોત્ર, સાધારણ ગૃહસ્થિનાં દાન, સ્વામિ વાત્સલ્ય,

પ્રભાવના, દલાલી, ગૃહસ્થનો વિનય, સાધુ નિમિત્તે ગૃહસ્થિ ઉઠે બેસે, કાયાના યોગ પ્રવર્ત્તાવે, ધનાદિ આપી જીવ છોડાવવા, મિશ્રભાષા, મિશ્રપાણી, શીળ વિગેરે રાખવા માટે મરણ; સુદર્શન શેઠની પેઠે અસત્ય, મૃગાદિ બચાવવા માટે, અશુદ્ધ દાન સાધુને દેવું, ગૃહસ્થિના યોગ વ્યાપાર, વૈયાવચ્ચ, પૂંજવું, પરઠવવું ઇત્યાદિ જ્ઞેય તે જાણવા યોગ્ય છે.

હવે એટલા વાનામાં ગૃહસ્થિ પૂછે કે, આમાં ધર્મ છે કે વા પાપ છે? ત્યારે સાધુ મૌન કરે. એ કામ હું કરૂં કે ન કરૂં? તો સાધુ એમ ન કહે કે, તું કર. અથવા ન કર. સમુચ્ચે ચરિતાનુવાદમાં કહે કે, ફલાણે આમ કરયું, તથા વિધિવાદમાં એમ કહે કે, મિથ્યાત્વિ એમ કરે. શ્રાવક સાધુ એમ ન કરે. એમ ખુલ્લી રીતે પ્રરૂપે, પણ એમ ન કહે કે, આમ કરવું આમ ન કરવું. એ કામ કરવું, એ કામ ન કરવું એમ ન બોલે. એમ સાંભળતાં એમાંનું કોઇ ઘણું ધર્મનું કામ છે તે આદરે, અને ઘણું પાપનું કામ હોય તે છોડે. તેની ક્રિયા સાધુને ન લાગે. પછી ચરિતાનુવાદ સાંભળીને ચતુર શ્રાવક હોય છે તે પોતાને ગુણકારી ક્રિયા દેખે તે કરે. અવગુણકારી વાત દેખે તે છોડે, તે ગૃહસ્થિની ઇચ્છા છે. સાધુની આજ્ઞા નહી. નિષેધે નહી. તે જ્ઞેય પદાર્થ કહીએ.

ઇહાં કોઈ એમ કહે કે, સાધુ આજ્ઞા આપે તે ધર્મ અને આજ્ઞા ન આપે તે પાપ. એમ કહીને જ્ઞેય પદાર્થને ઉત્થાપે છે. તે એકાંત વિરૂદ્ધ પ્રરૂપણા કરે છે. જે માટે સાધુ ગૃહસ્થિને ઘેર જાય, ત્યારે શ્રાવક ઉઠીને ઉભો થાય, સાત આઠ પગલાં સામો જઈ વંદણા નમસ્કાર કરે. ભાત પાણીને ઘેર જઈ

અન્નાદિ પ્રતિલાભે. ત્યાં સાધુ આજ્ઞા ન આપે. તે આજ્ઞા વિના એકાંત પાપ હોય તો તે પાપ કોણે કરાવ્યું? જો સાધુ ગૃહસ્થિને ઘેર ન આવત તો શ્રાવક પાપ ક્યાંથી કરત? તે માટે એટલું પાપ સાધુએ કરાવ્યું. તમારી શ્રદ્ધા લેખે તો સાધનું બીજું કરણ ભાગ્યું, અને આહાર અસૂઝતો થયો. તે માટે એકાંત પાપ નહી. એમ પડિક્કમણામાં ઉઠતાં બેસતાં, સ્વામિવાત્સલ્ય કરતાં પ્રભાવના દલાલી પ્રમુખ કર્ત્તવ્ય પણ સર્વ સાધુની આજ્ઞા વિના કરે છે તો તેમાં જો એકાંત પાપ હોય તો તમે નિષેધતા કેમ નથી? ભગવંતે સૂત્રમાં પાપને ઠેકાણે ઠેકાણે નિષેધ્યું છે. "संवुज्झमाणेउ नरेमइमं पावाउ अप्पाण निवट्टएज्जा" ઇતિ વચનાત્. તે લેખે પાપ નહી. વળી શ્રી સૂયગડાંગ સૂત્રના પાંચમા અધ્યયનમાં પ્રશ્ન ૧લે નરકનાં દુઃખ દેખાડ્યાં, શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના ઓગણીશમા અધ્યયનમાં ત્યાં મદ્ય માંસ ભક્ષણાદિ હિંસાદિ કર્ત્તવ્ય સંભારે, પણ સ્વામિવાત્સલ્ય દાન જીવરક્ષાદિ સંભારે નહી. તેથી પાપ નહી. ઇહાં કેટલાએક એમ કહે કે, તમે આજ્ઞા બહાર ધર્મ કહો છો. તેને એમ કહેવું કે, તમે આજ્ઞાનો પરમાર્થ જાણતા નથી ને રૂઢ મત તાણો છો. આજ્ઞાના બે ભેદ છે. ૧ આદેશ આજ્ઞા અને ૨ ઉપદેશ આજ્ઞા. ત્યાં આદેશ આજ્ઞા તો સાધુને આપે છે પણ ગૃહસ્થિને પ્રવૃત્તિભાવમાં જ્ઞેય પદાર્થને વિષે કોઇ ઠેકાણે આજ્ઞા ન આપે, અને ઉપદેશ આજ્ઞા તો જ્ઞેય પદાર્થમાં જેટલો જેટલો ધર્મ છે, તેટલી સર્વની આજ્ઞા ભગવંતે આપી છે. શ્રી દશવૈકાળિક સૂત્રના ચોથા અધ્યયનમાં "सोच्चा जाणइ कल्लाणं, सोच्चा जाणइ पावगं ॥ उभयंपि जाणइ सोच्चा, जं

सेयं तं समायरे ॥१॥ શ્રેય કલ્યાણની વાત દેખીને તેમાં જે સારી લાગે તે સમાચરે. તે માટે શ્રેય વસ્તુની ભગવંત આજ્ઞા આપે નહી, પણ મુખ્યથી આજ્ઞા જ છે. વળી શ્રી પન્નવણા સૂત્રના અગીઆરમા પદમાં "आराहणी सच्चा, विराहणीमोसा, आराहणी विराहणी सच्चामोसा" જે ત્રણમાં નહિ તે વ્યવહાર. ઇહાં મિશ્રભાષા, આરાધક, વિરાધક બેહુ કહી. તેમાં જેટલું જૂઠ છે તેટલી ભગવંતની આજ્ઞા નહી, અને જેટલું સત્ય છે તેટલી ભગવંતની આજ્ઞા છે. તે ન્યાયે જ્ઞેયપદાર્થમાં જેટલો ધર્મ છે, તેટલી આજ્ઞા જ છે. જે માટે આજ્ઞા વિના તો ધર્મ નહી. ધર્મ તો આજ્ઞામાં જ છે, પણ ઉપદેશ આજ્ઞા અને આદેશ આજ્ઞા બેહુ જૂદી છે. ત્યાં કોઈ સમુચ્ચે સાધુ શીખવે જ છે. સાધુનો વિનય કરવાથી નિર્જ્જરા હોય. સ્વામિવાત્સલ્યાદિ કરવાથી સમકિત શુદ્ધ હોય, એમ આજ્ઞા જ છે. વળી સાધુ પૂંજે પરઠવે, યત્ના કરે, હાલે ચાલે, તે ધર્મને ગ્રહીને હાલે ચાલે. યત્નાએ પૂંજે પરઠવે તે પાપ, તો શું પાપ ગૃહસ્થિને જ લાગુ પડે છે? અને સાધુને છોડી દે છે? અને સાધુથી શું તે પાપ ડરે છે? તથા મિશ્રભાષા આશ્રી કોઈ એમ કહે છે કે, મિશ્રભાષા છે તે એકાંત પાપ જ છે. તેને ભગવંતે આરાધક વિરાધક કેમ કહી? તથા કોઈ તો શિકારીને મૃગ બતાવે, તે પૂછતાં ઉતાવળો મળવા બે ઘડિની એક ઘડિ બતાવે. કોઇએ દયા નિમિત્તે એમ કહ્યું કે, તે મૃગને ગયાં તો એક પહોર વખત થયો છે. એમ તે શિકારીને કહે. કોઇએ સાધુને ઘૃત આપતાં અર્ધ શેરનું શેર કહ્યું, કોઇએ પાશેર કહ્યું, તો તે બેહુને એકાંત પાપ હોય કે કેમ? ઉત્તર–તે લેખે તો

ણામથી ફેર પડે છે. વળી કોઈ મિશ્રભાષા, કોઇને આરા ધક, કોઇને વિરાધક; તેને એમ કહેવું કે, એમ તો અમે પણ કહીએ છીએ. જે જ્ઞેય પદાર્થ. કોઈ તરે, કોઈ ડૂબે, પણ ક્યાં બે વાનાં હોય છે? ત્યાં કોઈ કહે કે, એ તો બોલવા આશ્રી સાચ જૂઠ કહી છે પણ બોલવાથી એક વાનું હોય; પણ બે નહી. જો પરને ઠગવા કહે તો વિરાધની, નહિ તો આરા ધની. જે માટે શ્રી પન્નવણા સૂત્રના અગીઆરમા ભાષા પ દમાં સાધુ ચાર ભાષા બોલતો થકો આરાધક કહ્યો છે. જે માટે પ્રવચનની પ્રભાવના માટે તથા ગુરૂવાદિકના દોષ ગોપ વવા માટે જૂઠું બોલવાથી પણ દોષ નહી. એમ કહે તેને જૂઠના સ્થાપનાર કહીએ. જે માટે ભગવંતની જૂઠું બોલવાની આજ્ઞા છે? જૂઠું બોલવાથી પાપ નહિ તો દેવ, ગુરૂ, સંઘ નિ મિત્તે હિંસાનું પણ પાપ નહી. દેવ ગુરૂ સંઘ નિમિત્તે ચક્રવ ર્તિની સેના ચૂરે, તો પણ પાપ નહી. ત્યાં પાપ કેમ માનો છો? ત્યાં કોઈ કહે કે, શ્રી ભગવતિ સૂત્રના પાંચમા શતકના છઠ્ઠા ઉદ્દેશામાં મૃગ બચાવવા અસત્ય બોલ્યો તે દ્રવ્ય કેમ કહ્યો? તેને એમ કહેવું કે, તેને દયાના પ્રણામ છે તે માટે તીવ્રજૂઠું નહી. તે અપેક્ષાએ દ્રવ્ય કહ્યો છે; પણ ભાવનો ર હસ્ય ન હોય તો તમે જ્ઞેય પદાર્થ કેમ છાંડો? તમે એવી ભાષા કેમ ન બોલો? ત્યારે કહે કે, સાધુનો કલ્પ નહી. જો સાધુનો કલ્પ નહિ, તો સાધુને પાપ લાગે પણ ગૃહસ્થિને ન લાગે. તો શું સાધુને પાપ લાગ્યું છે? ત્યાં કોઈ કહે કે, સાધુ એવી ભાષા બોલે તો પાપ નહી. જે માટે શ્રી આચારાંગ સૂત્રના બીજા શ્રુતસ્કંધના ત્રીજા અધ્યયનમાં કહ્યું છે કે સાધુને, ગૃ

હસ્થિ પૂછે તો જાણતો થકો પણ હું નથી જાણતો એમ કહે. તેને એમ કહીએ તો જૂઠું બોલવાની ભગવંતની આજ્ઞા છે, તો હિંસા, અદત્ત, મૈથુનાદિ અઢાર પાપની પણ આજ્ઞા હશે! જો બીજા પાપની આજ્ઞા નહિ તો જૂઠની પણ નહી. વળી આચારાંગનો અર્થ જૂઠો કરે છે. કોઈ ઠેકાણે લખ્યો હશે તો પણ જૂઠો છે. ઘણી પ્રતોમાં તો એમ નથી કે, જે જાણતો હોય તો પણ હું જાણું છું એમ ન કહે. એમ પહેલું ને બીજું બેહુ વ્રત પાળે. વીતરાગનો ઉપદેશ તો જીવ રાખવા પણ મૃષાવાદ ન બોલે. તે માટે વિચારીને બોલે. અથવા મૌન કરે. એ અર્થ શુદ્ધ છે, પણ જ્ઞેય પદાર્થમાં આજ્ઞા ન આપે.

ત્યાં કોઈ કહે કે, જે જ્ઞેય પદાર્થની આજ્ઞા ન આપે, તે સાધુનો કલ્પ છે; પણ એ કરણીમાં પાપ નહી. તેને એમ કહીએ કે, કલ્પ નહિ તે કારણે ધર્મ પણ નહી. ને ધર્મ હોત તો આજ્ઞા આપત. જે માટે દાનમા ધર્મ છે તો ગૃહસ્થિને દાન દેવાની સાધુ આજ્ઞા આપે છે અને ઉઠવા બેસવાની આજ્ઞા ન આપે. તે ગૃહસ્થનું કર્ત્તવ્ય અવ્રતમાં છે. જે માટે લબ્ધવીર્યમાં તો અવ્રત છે ને કરણવીર્યમાં વિનયાદિ ધર્મ કરણી છે. વળી સૂર્યાભને વંદના કરતાં ભગવંતે આજ્ઞા આપી. નાટકની વેળા જ્ઞેય જાણી મૌન રાખ્યું. તે માટે આજ્ઞા ન આપે. કેઈક તો એકાંત કારણ ઉપર થાપે છે. કેઈક એકાંત કાર્ય ઉપર થાપે છે, તે બેહુ દુર્નય પ્રરૂપક દેખાય છે. વળી વીતરાગને તો જ્યાં કારણ કાર્ય એ બેહુ શુદ્ધ હોય તે ધર્મ. ઉપાદેય પદાર્થ આદરવા યોગ્ય છે. જ્યાં કારણ કાર્ય બેહુ અશુદ્ધ હોય તે અધર્મ, હેય પદાર્થ, જ્યાં કાર્ય શુદ્ધ, કારણ અશુદ્ધ ત્યાં

અલ્પ પુન્ય. જ્યાં કારણ શુદ્ધ, કાર્ય, અશુદ્ધ ત્યાં અલ્પ પાપ; પરંતુ એ સર્વે જ્ઞેય પદાર્થ છે.

હવે નવ પદાર્થ ઉપર ત્રણ બોલ કહે છે. પ્રથમ તો એક નયમાં નવ પદાર્થ જ્ઞેય છે. સૂત્રમાં ઠામ ઠામ કહ્યું છે કે, જે શ્રાવક, શ્રાવિકા નવ પદાર્થના જાણ છે, તે આશ્રી. પછી કોઇ હેય જાણીને છાંડે છે, કોઈ ઉપાદેય જાણીને આદરે છે. એ નયમાં તો આગળ જતાં બે ઠરયા, પણ ઇહાં ત્રણ વાત કરી દેખાડે છે. જીવને અજીવ જાણવા યોગ્ય છે. તેમાં કેઇ જીવ અજીવ આદરવા, ને કેઈ છાંડવા; પરંતુ સમુચ્ચયમાં જ્ઞેય પદાર્થ છે. પુન્ય પણ જાણવા યોગ્ય છે. તથા કોઇ નયમાં પુન્ય છાંડવા યોગ્ય પણ છે. જે માટે પુન્ય છાંડવાથી મુક્તિ જશે. પુન્ય લીધાથી મુક્તિ ન જાય. કોઈ એમ કહે કે, પુન્ય તે ધર્મ ધર્મ તે પુન્ય એક જ છે. એ વાત એકાંત ન મળે. જે માટે પુન્યતે કર્મ છે. ધર્મ તેનો કર્મ છે. પુન્ય તે પુદ્ગળ છે. ધર્મ તેનો પુદ્ગળ છે. તથા પુન્ય તે બંધ છે. ધર્મ તે મોક્ષ છે. તથા પુન્ય તે ચાર ગતિમાં ફેરવે, ધર્મ તે ચાર ગતિ મટાડે. પુન્ય તે છાંડવા યોગ્ય છે. ધર્મ તે આદરવા યોગ્ય છે. તે માટે ધર્મ પુન્ય એક નહી અને ભાવ પુન્ય તે પુન્યની કરણીને ધર્મ એક જ છે. કોઇ નયમાં પુન્ય આદરવા યોગ્ય પણ છે. જે માટે ધર્મનો અને પુન્યની કરણી એક છે. શ્રી ભગવતિ સૂત્રના ચોથા શતકના દશમા ઉદ્દેશામાં ઔષધમિશ્રત ભોજનને દ્રષ્ટાંતે અઢાર પાપથી નિવર્ત્યાથી કલ્યાણકારી કર્મ બાંધે. તથા શ્રી ઠાણાંગ સૂત્રના દશમા ઠાણામાં દશ પ્રકારે કલ્યાણકારી કર્મ કરે. શ્રી જ્ઞાતાસૂત્રના આઠમા અધ્યયનમાં વીશ પ્રકારે જિનનામ

પ્રકૃતિ બાંધે. તે ન્યાયે ભાવપુન્યની કરણી નિર્વદ્ય છે. તે આ દરવા યોગ્ય છે. શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના એકવીશમા અધ્ય યનમાં दुविहं खवेऊं नय पुन्नपावं. તથા તે જ સૂત્રના દશમા અધ્યયનમાં संसरइसुहासुहेहिं कम्मेहिं. બેહુ કર્મ ભમાડનારાં છે.

ઇહાં કોઇ અવિવેક શિરોમણિ એમ કહે કે, પુન્ય એકાં ત છાંડવા યોગ્ય છે. પુન્ય તે ચોરી, ખોડા સરખું, પુન્ય તે સોનાની બેડી સમાન છે. એમ કહે તે વિપરીત વાત છે. જે માટે વ્યવહાર નયમાં પુન્ય છાંડવા યોગ્ય નથી, પણ આદ રવા યોગ્ય છે. શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના પાંચમા અધ્યયનમાં मरणंपि सपुन्नाणं. પુન્યવંતનું મરણ સુધરે. શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના તેરમા અધ્યયનમાં घणियंतु पुन्नाइ अकुव्वमाणो. પુન્ય નહિ કરે તે પાછળથી ઘણો પસ્તાશે. તથા તે જ સૂત્રના તે વીશમા અધ્યયનમાં હે મહાભાગ ગૌતમ ! ઇહાં પુન્યને નામે બોલાવ્યા. વળી પુન્યને ચોર કહે તે જૂઠો. પુન્ય તે વળાવા સમાન છે. જે માટે શ્રી ભગવતિસૂત્રના ચૌદમા શતકના સા તમા ઉદ્દેશામાં લવસપ્તમ દેવતાને સાત લવ પ્રમાણે આઉખું શુભ હોત તો મોક્ષે જાત. ઇહાં પુન્ય રૂપ વળાવો ખૂટ્યો. તે થકી મોક્ષ ન ગયા. વળી કોઈ કહે કે, પુન્ય તે સોનાની બેડી છે અને પાપ તે લોઢાની બેડી છે; તે વાત નય આશ્રી ન મળે. જે માટે બેડી તો બેહુ દુઃખદાઈ છે, અને પુ ન્ય તે સુખદાઇ છે. શ્રી આચારાંગ સૂત્રના છઠ્ઠા અધ્યયનના બીજા ઉદ્દેશામાં પુન્ય બેડી તે ઝાજ સમાન કહી છે. શ્રી ભ ગવતિ સૂત્રના તેવીશમા શતકમાં શરીર પુન્ય પ્રકૃતિને ના વા કહી, તે સમુદ્રમાં બેઠો છે. ત્યાં સુધી તો નાવા આદરવા

યોગ્ય છે. જો વચમાં નાવા છાંડશે તો પાણીમાં ડૂબશે, અને સમુદ્રપાર ઉતરચા પછી આપણે ઘેર જતાં નાવા આદરવા યોગ્ય નહી. છાંડવા યોગ્ય છે. નાવા છાંડવાથી ઘેર જવાશે. પણ નાવા છાંડચા વિના ઘર નહી. તેમ સંસાર રૂપ સમુદ્રમાં તેરમા ગુણઠાણા સુધી તો પુન્ય રૂપ નાવા આદરવા યોગ્ય છે. કોઇ જાણે પુન્ય તો છાંડવા યોગ્ય છે. અંત સમયે પુન્ય છોડવું પડશે, તો હું અત્યારથી જ છોડી દેઉં ! એમ જાણીને પુન્ય રૂપ નાવા છાંડશે તો પાપ રૂપ પાણીમાં ડૂબી જશે. તે સંસાર સમુદ્ર તરચા પછી ચૌદમા ગુણઠાણાને છેલ્લે સમયે પુન્ય છાંડવા યોગ્ય, તે છાંડવાથી મુક્તિ જશે. તે આ દ્દષ્ટાંતે—જેમ કોઇ પુરૂષ ખોળામાં ઘૂઘરી ઘાલીને ગ્રામાંતરે ચાલ્યો. રસ્તામાં ઘૂઘરી ખાતો જાય ને કાંકરા દૂર નાંખતો જાય. એમ કરતાં ઘૂઘરી ખાઇને પૂરી કરી, કાંકરા નાંખીને પૂરા કરચા. તે દ્દષ્ટાંતે જીવ પણ શુભાશુભ કર્મ સહિત છે. ત્યાં પાપનાં તો પચ્ચખ્ખાણ કરતો કરતો પાપ રૂપ કાંકરા નાંખી દે અને પુન્ય રૂપ ઘૂઘરી ખાઇને પૂરી કરે પણ નાંખે નહી. બેહુ પૂરા થવાથી કર્મ રહિત થાય, અને જો ઘૂઘરી નાંખી દે તો ભૂખથી મરી જાય. તે ન્યાયે પુન્ય છાંડવા યોગ્ય નહી.

વળી મેડી ચઢતાં પગથિયાં આદરવા યોગ્ય છે, અને ઉંચે ચઢચા પછી છાંડવાં. વચ્ચે છાંડે તો હેઠો પડે. તેમ મુક્તિમંદિરે પેસતાં પુન્ય રૂપ પગથિયાં આદરે અને ચૌદમા ગુણઠાણાને છેડે છોડી દેવાં. તથા રાજાને પર્ષદા વીંટી છે, તે મહેલમાં પેસતાં પછવાડે રહે; પણ સાથે ન આવે. તેમ પુન્ય સહજે છૂટે. વળી પાપ તે મેલ સમાન છે, અને પુન્ય રૂપ

પાણી તથા સાબૂથી ધોવાથી આત્મા ઉજ્વળ થશે. ઉજ્વળ થયા પછી સાબૂ પાણી સરખાં પુન્યને નીચોવીને કાઢી નાંખશે. વળી જ્યાં પાપ રૂપ ચોરનો ભય, ત્યાં પુન્ય રૂપ વળાવો સાથે લેવો અને ભય મટ્યા પછી વળાવાનું કામ નહી. તેમ પાપ મટ્યાં પુન્યનું કામ નહી. તે માટે પુન્ય આદરવા યોગ્ય છે. તથા છાંડવા યોગ્ય પણ છે.

વળી કોઈ કહે કે, પુન્યની વાંછા ન કરવી. તે વાત પણ એકાંત ન મળે. જે પુન્યની કરણી ભાવપુન્ય તેની વાંછા કરવો કહી છે. તથા સુપાત્રને વિષે सेणं जीवे धम्मकामए, मोक्खकामए. ધર્મ પુન્ય, સ્વર્ગ, મોક્ષની વાંછા કરતો દેવલોકમાં જાય, પણ પુન્યના પરમાણુઆ દ્રવ્યપુન્યની વાંછા ન કરવી. પુન્યનાં ફળ જે ઋદ્ધિ સંપત્તિ મળજ્યો ઇત્યાદિ વાંછા ન કરવી. કરે તો સરાગીપણું છે. ઘઉં નિપજાવતાં ઘાસ સહજે નિપજે છે, પણ એમ જાણે કે, ઘાસ પાછળથી છોડવું પડશે, તો હું પહેલાં જ છોડું ! જો કાઢે તો ઘઉં નિપજે નહી. તેમ સંવર નિર્જરા નિપજાવતાં પુન્ય સહજે નિપજે છે; પણ વાંછા કરવી નહી. એકલા ઘહું ન નીપજે તેથી રક્ષા કરે છે, તે ન્યાયે સમુચ્ચયમાં પુન્ય જ્ઞેય પદાર્થ છે ૩. પાપ તે એકાંત અશુભયોગ હેય પદાર્થ છે ૪. આશ્રવના બે ભેદ–૧ શુભ આશ્રવ, ૨ અશુભ આશ્રવ. ત્યાં મિથ્યાત્વાદિ અશુભ આશ્રવ તે એકાંત હેય પદાર્થ છાંડવા યોગ્ય છે, અને શુભયોગાદિ, શુભ આશ્રવ તે પુન્યની પેઠે જ્ઞેય પદાર્થ જાણવા યોગ્ય છે, વ્યવહાર નયમાં આદરવા યોગ્ય છે. નિશ્ચયમાં છાંડવા યોગ્ય છે. જે માટે શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના ઓગણત્રીશમા અધ્યયનમાં पच्चक्खा

ણેણં આસવદારાઇં નિરુંભઇ. જેટલી જેટલી વસ્તુ પચ્ચખ્ખી તે તે સર્વ આશ્રવ છે. એમ ખાવું, પીવું, ઉઠવું, બેસવું, સૂવું, બોલવું એ સર્વ આશ્રવ નિશ્ચેમાં છાંડવા યોગ્ય છે. કોઈ ધર્મનાં પચ્ચખ્ખાણ નથી.

ઇહાં કોઇ કહે કે, સાધુ તપ કરે, મૌન રાખે, જિનકલ્પિ પણું આદરે, સંભોગ ત્યાગ કરે, ધર્મકથા ન કરે, શિષ્યાદિનો ત્યાગ કરે, એ તો ધર્મનાં જ પચ્ચખ્ખાણ દેખાય છે. તેનો ઉત્તર—સંવર ધર્મનાં પચ્ચખ્ખાણ તો કોઈ ઠેકાણે ચાલ્યાં નથી; પણ એ કર્ત્તવ્યમાં જેટલો યોગ વ્યાપાર છે, તે હેય પદાર્થ જાણીને ત્યાગે છે. વળી સાધુપણું લેતાં જેટલાં કામ ત્યાગ્યાં, તે સર્વ સાવદ્ય છે. સાધુ ન કરે તે સર્વ સાવદ્ય કામ છે. તેમાં કેઇક તો એકાંત પાપ છે, કેઇકમાં પાપનો ભેળ છે, પુન્ય પાપ બેહુ નિપજે છે; પણ નિર્વદ્ય કામ ત્યાગ્યાં નહી. વળી સાધુપણામાં જે જે કામ સેવે, તે તે સર્વ નિર્વદ્ય છે, અને સાધુપણું લીધા પછી તે માંહિલાં કામ વ્યવહાર નયમાં ઉપાદેય જાણી આદરે છે. નિશ્ચેમાં એ માંહિલાં જેટલાં આશ્રવનાં કર્ત્તવ્ય, તે નિશ્ચે હેય જાણીને છાંડે. તે માટે આશ્રવના બે ભેદ કહ્યા ૫. સંવર તે આદરવા યોગ્ય છે. ઉપાદેય છે. યદ્યપિ મુક્તિ ગયાં ક્રિયારૂપ સંવર તજશે, તથાપિ વ્યવહાર સંવર તજે છે. નિશ્ચે સંવર સમકિતાદિક તે સિદ્ધમાં પણ છે. તે કદાપિ છૂટતા નથી, પણ વ્યવહાર છૂટે છે. તે વ્યવહાર કર્મવંતને છે. શ્રી આચારાંગ સૂત્રમાં अकम्मस्स ववहारो न विज्जइ. કર્મ વિના વ્યવહાર નહી. તે ન્યાયે પહેલા ગુણઠાણેથી માંડીને ઉંચો ઉંચો ચઢતાં વ્યવહાર ઘટે છે. નિશ્ચે વધે

છે. તે માટે સંવર નિવૃત્તિભાવનો ત્યાગ નહી ૬. નિર્જ્જરા તે આદરવા યોગ્ય છે. કર્મ ક્ષય થયા પછી નિર્જ્જરા નહી. તથાપિ નિર્જ્જરાનો ગુણ એમ જ છે. કર્મ વિના કોને નિર્જ્જરે? જ્યાં વેદવું ત્યાં નિર્જ્જરવું. પહેલે સમયે વેદે. બીજે સમયે નિર્જ્જરે. તે વાસ્તે સિદ્ધમાં વેદવું નથી, તેમ નિર્જ્જરવું પણ નથી ૭. બંધના બે ભેદ આશ્રવની પેઠે અશુભ હોય. શુભ તે વ્યવહારે. ઉપાદેય નિશ્ચે હોય ૮. મોક્ષ તે આદરવા યોગ્ય છે કર્મ મૂકાવે તે મોક્ષ. મૂકાયા પછી મોક્ષ નહી. તે કર્મ વિના કોને મૂકે?

હવે એક નયે નવ પદાર્થ ઓળખાવે છે. એક વ્યવહાર નયમાં જીવ ૧, અજીવ ૨, પુન્ય ૩, પુન્ય આશ્રવ ૪, પુન્ય બંધ ૫, એ પાંચ જ્ઞેય પદાર્થ છે. તેમાં જ્ઞેય પદાર્થ પણ છે, ઉપાદેય પણ છે, પાપ ૧, પાપ આશ્રવ ૨, પાપ બંધ ૩ એ ત્રણ હેય એટલે છાંડવા યોગ્ય છે. સંવર ૧, નિર્જ્જરા ૨, મોક્ષ ૩ એ ત્રણ આદરવા યોગ્ય છે. હવે નિશ્ચે નયમાં જીવ અજીવ જાણવા યોગ્ય, પુન્ય, પાપ, આશ્રવ ને બંધ એ ચાર છાંડવા યોગ્ય છે. સંવર, નિર્જ્જરા ને મોક્ષ એ ત્રણ આદરવા યોગ્ય છે. તથા એક અપેક્ષાએ સંવર જ આદરવા યોગ્ય છે. તથા એક નયે સિદ્ધપણું મોક્ષ જ આદરવા યોગ્ય છે. વળી વિશુદ્ધિ નયમાં જીવના ગુણ કેવળજ્ઞાનાદિ તે જ આદરવા યોગ્ય છે. નિશ્ચેમાં એક જીવ જ છે. બીજો કોઈ નહી. તેમાં પુન્ય, પાપ, આશ્રવ ને બંધ એ ચાર એક છે. અનાત્મા રૂપિ અજીવ હેય અનાજ્ઞા કર્મ અનિત્ય પ્રકૃતિ ઉદય, નિત્ય અશુદ્ધ જીવને મેલો કરવાનો સ્વભાવ છે. તે માટે અજીવના પ્રાય કહીએ, સં

વર નિર્જરા ને મોક્ષ એ ત્રણ એક છે. આત્મા રૂપિ અ રૂપિ જીવ ઉપાદેય, આજ્ઞા, કર્મઅપ્રકૃતિ, ઉપશમ, ક્ષયોપશમ ક્ષાયકભાવ શુદ્ધ. જીવને ઉજ્વળ કરવાનો સ્વભાવ છે. જીવના ગુણ પર્યાય છે. જીવના પર્યાય જીવ સ્વરૂપી છે. ઉપ ચારિક અનેક નય છે. ઇતિ ચોવીશમો હેય, જ્ઞેય, ઉપાદેયદ્વાર.

એ નવ પદાર્થ ઉપર ચોવીશ દ્વાર કહ્યા. તેમાં જીવ ને અજીવ એ બે તો મૂળદ્રવ્ય છે અને સાત એના પર્યાય છે. એ નવ પદાર્થનું જાણપણું ને શ્રદ્ધા તે સમકિત કહીએ. જે માટે શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના અઠાવીશમા અધ્યયનમાં એ નવતત્વ જાણવાથી શ્રદ્ધા સમકિત કહીએ. ઇહાં કોઈ કહે કે, નવતત્વ જાણ્યા વિના સમકિત ન આવે. તેનો ઉત્તર કે–સ મકિત તો દેવ, ગુરૂ ધર્મની શ્રદ્ધામાં છે અને નવતત્વ તો વિ શેષ જાણપણું છે. શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના અઠાવીશમા અ ધ્યયનમાં દશ પ્રકારની રૂચિ કહી. તેમાં નવમી સંક્ષેપરૂચિ કહી. તે જેણે પરપાખંડિનો મત ધાર્યો નથી. જૈનમાર્ગનો જાણ નથી, તેને ધર્મ સાંભળવાથી તત્કાળ સંક્ષેપરૂચિ સમ કિત આવે. તેણે નવતત્વ ક્યારે શીખ્યા હતા ? વળી શ્રી ઉ ત્તરાધ્યયન સૂત્રના બીજા અધ્યયનમાં સાધુને કોઈ જીવાદિ પદાર્થ પૂછે, અને તે ન આવડે તો સોચ ન કરવો. વળી શ્રી ભગવતિ સૂત્રના બીજા શતકના પાંચમા ઉદ્દેશામાં તથા ઠા ણાંગ સૂત્રના ત્રીજા ઠાણામાં સાધુની સેવા કરવાથી દશ બો લની પ્રાપ્તિ થાય. તેમાં પહેલું તો સૂત્ર સાંભળવાથી, બીજે બોલે સમકિત આવે પ્રાતત રૂપ. ત્રીજે બોલે વિજ્ઞાન આવે, એ નવતત્વના જાણપણા રૂપ તો જુઓને! શ્રદ્ધા પહેલી આવી

અને નવતત્વ તો પછી શીખે છે. વળી અસોચ્ચા કેવળી શ્રી ભગવતિ સૂત્રના નવમા શતકના તેત્રીશમા ઉદ્દેશામાં ક થંચિત્ પ્રકારે જીવાજીવાદિક જાણ્યા. પાખંડિ, સારંભી, સપ રિગ્રહ જાણ્યાથી, સાધુની પ્રતીત આવ્યાથી સમકિત આવે. તેને સમકિત આવ્યું. નવતત્વ ક્યારે શીખ્યા હતા ? વળી આજ સમકિત પામીને આજ સાધુપણું લીધું તે છ મ હિનામાં પ્રતિક્રમણ શીખે ને પછીથી નવતત્વ શીખે. ત્યારે એમ ગણે તો સમકિત વિના તમે ભેગા આહાર પાણી કેમ કરો છો ? તમારી શ્રદ્ધા પ્રમાણે સાધુપણું કેમ રહેશે ? વળી અર્જુનમાળી, અઇમુત્તા કુમાર, ગજસુકુમાળ પ્રમુખ જે દિ વસે સમજ્યા, તે જ દિવસે સંયમ લીધો. તે નવતત્વ ક્યારે શીખ્યા ? વળી નવપદાર્થના ભણવાથી સમકિત આવે તો નવતત્વ તો અન્યમતિ ઘણાય ભણે છે ! તે સર્વને સમકિત કેમ ગણો નહી ? વળી સમકિત તે સોનાની મુદ્રિકા છે, નવ તત્વ તે રત્નસમાન છે. જો મુદ્રિકામાં રત્ન જડે તો વિશેષ શો ભા પામે, અને જો રત્નનો યોગ ન મળે તો મુદ્રિકા તો ખરી, તેમ નવતત્વ શીખવાથી વિશેષ શોભા પામે, અને જો નવ તત્વ ન શીખ્યો હોય તો પણ સમકિત તો ખરૂં.

વળી શ્રી ભગવતિસૂત્રના પહેલા શતકના ત્રીજા ઉદ્દેશામાં तमेवसच्चं, निस्संकं, जं जिणेहिं पवेइयं. જે ભગવંતે ભાંખ્યું તે સત્ય. એવું ધારતો આજ્ઞાનો આરાધક હોય. વળી શ્રી નવ તત્વ પ્રકરણમાં जीवाइ नव पयत्थे, जो जाणइ तस्स होइ सम्म त्तं ॥ भावेण सद्दहंतो, अयाणमाणेवि सम्मत्तं ॥१॥ જીવાદિ નવ પદાર્થ જાણે તેને સમકિત હોય. વળી એ જીવ અજીવ ઇત્યા

દિ ભાવે કરી સદ્દહે તો અજાણતાને પણ સમકિત હોય. જેમ બાળક દૂધનું નામ તો ન જાણે, પણ દૂધનો સ્વાદ જાણે; તેમ નવ પદાર્થનાં નામ તો ન જાણે, પણ પરમાર્થ જાણે તેને સમકિત હોય. તથા નવતત્વ પ્રકરણમાં सव्वाइ जिणेसर भासियाइ वयणं न अन्नहा हुंति ॥ इय बुद्धि जस्स मणे, सम्मत्तं निच्चलं तस्स ॥१॥ ભગવંતે ભાંખ્યું તે સત્ય. એમ જાણે તે સમકિત. શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના અઠ્ઠાવીશમા અધ્યયનમાં પણ નવતત્વ શીખવાથી સમકિત કહ્યું અને ભાવે કરી સદ્દહે તો અજાણતાને પણ સમકિત હોય. ઇત્યાદિ નવ પદાર્થનું જ્ઞાન તે સાધુને, શ્રાવકને સમ્યક્દૃષ્ટિને અવશ્યમેવ ભણવું. એમ સમકિતની શુદ્ધતા હોય. સમકિતની સદ્દહણામાં પણ વારંવાર નવતત્વનો પરિચય કરવો કહ્યો છે. એ નવતત્વના ભાવ અનેક સૂત્રના અનુસારે કહ્યા છે. એક નયનાં પદ કહ્યાં છે. સર્વ નય માનવી. એક નય માને તે મિથ્યાદૃષ્ટિ કહીએ. જે સર્વ નય માને તે સમકિતિ. શ્રી અનુયોગદ્વાર સૂત્રમાં तं सव्व नय विसुद्धं, जं चरण गुण गीउ साहु. વળી ભગવંતનો મત સ્યાદ્વાદ છે. તે સર્વ નયમાં છે. એક નય ખેંચે તે દુર્નય કહીએ. વળી શ્રી આચારાંગ સૂત્રમાં समियंति मन्नमाणस्स, एग दा समियावा, असमियावा, समियाहोइ उवेहाए. જે પોતે સાચી કરીને માને છે, તે વાત સાચી, તથા અણસાચી પોતાને હૈયે. એવી જ રીતે સિદ્ધાંત વાસના બેઠી છે, પણ તે વાતનો કદાગ્રહ નહી, આપણી સ્થાપના પર ઉત્થાપના કરતા નહી. રાગ દ્વેષ રહિત સદ્દહે છે. તો તેની વિચારણા કરી બેહુ વાત સાચી થઇને પ્રણમે. તથા કોઈ સાચી જૂઠી વાત છે અને આપણે હૈયે બેઠી છે તેની ઘણી

તાણ કરે, ઘણો કદાગ્રહ કરે, આપણો મત સ્થાપે, પારકી વાત ન માને, કેવળીને ભળાવે નહી, ઘણી તાણ કરે, તે સાચી તથા જૂઠી વાત પણ બેહુ જૂઠો થઇને પ્રણમે. તે માટે આપણી વસ્તુ કરવી નહી. વસ્તુ તો કેવળીની છે. કેવળજ્ઞાનીના ઘરની વસ્તુનો આપણે ખેંચ કરવી નહી. કેવળીને ભળાવી દેવી. ઈહાં કોઇ કહે કે, મ્હારે તો શંકા નથી. હું તો સૂત્રના ન્યાયે પ્રરૂપું છું. હું કેવળીને કેમ ભળાવું ? એ છકાયના જીવ કેવળીને કેમ ભળાવતા નથી ? તેને એમ કહેવું કે, છકાયના જીવ તો સર્વ જૈનમતિ માને છે. તેમાં તો શંકા નહી; પણ એક આચાર્ય એવી રીતે માને અને બીજા આચાર્ય બીજી રીતે માને. તે વાતને ઘણો ખેંચવી નહી. ઘણી ખેંચવાથી અવગુણનું કારણ થાય છે. પાસત્થાનાં હુપટ્ટાને દષ્ટાંતે તે દુઃખ પામે. વળી કેવળીને ભળાવવાથી શો દોષ લાગે ? એકાંત ખેંચે તેને અભિનિવેષિક મિથ્યાત્વના ધણી કહીએ, અને આગલો પૂછે તેને એમ કહેવું કે, એ વસ્તુ અમને તો એમ ભાસે છે. પછી વીતરાગ દેવ કહે તે પ્રમાણ છે. એમ કહેતાં કદાગ્રહ પણ ન હોય, રાગ દ્વેષ ન વધે, ને ભગવંતનો આરાધક હોય. તે કારણમાટે અમે એટલી નય લખી છે. તે શાસ્ત્રનો ન્યાય જાણીને લખી છે; પણ અમારે એ વાતની કાંઇ ખેંચતાણ નથી. બીજા પંડિતો સિદ્ધાંતના અનુસારે બીજી નય બતાવે તે માનવાના ભાવ છે. એ સર્વ નય સ્થાપના રૂપ માંડી નથી. કેઈ તરેહ તરેહથી સાંભળી તેમ લખી છે. પંડિત પુરૂષ હોય તે મ્હારા ઉપર અનુગ્રહ કરી શુદ્ધ કરજો. અમારે તો तमेवसच्चं निस्संकियं जं जिणेहिं. એ શ્રદ્ધા છે. ઈહાં એટલા મતની

નય લખી છે પણ તત્વ તો કેવળી ગમ્ય છે. ઇતિ નવપદાર્થ ઉપર ચોવીશ દ્વાર સમાપ્તમ્.



**इति श्री जैनतत्वशोधक ग्रंथ समाप्तम्.**

# અથ શ્રી જિનવાણી સ્તવન છંદ.

( છંદ ત્રીભંગી. )

જય જય જિનરાયા, સૂત્ર સુણાયા, ધર્મ બતાયા, હિતકારી ॥ ગણધરજી ઝીલી, સંધિ સુમેલી, નય રસ કેલી, વિસ્તારી ॥ રચે દ્વાદશ અંગં, ભંગ તરંગં, ધ્રુવ અભંગં, અતિ ભારી ॥ ધન ધન પ્રભુ વાણી, સબ સુખદાણી, ભવિ જન પ્રાણી, ઉરધારી ॥૧॥ એ ટેક. યહાં નાહિં તીર્થંકર, કેવળિ ગણધર, અવધિ મુનિવર, મનજ્ઞાની ॥ જંધા વિદ્યાચારી, પૂરવધારી, આહારક સારી, મહા ધ્યાની ॥ નહિ ગગણ ગમણી, પદ અનુસરણી, વૈક્રિય કરણી, પરિહારી ॥ધ૦॥૨॥ દેવર્દ્ધિ ખમાસણ, તારણ ભવિયણ, ઉદ્યમ લેખણ, જિણ કીનો॥ ઇણહિજ આધારે, પંચમ આરે, ધર્મ જ ધારે, જિનજીનો ॥ આલંબન મ્હોટો, સૂત્રકો ઓટો, રંચ ન ખોટો, હિતકારી ॥ધ૦॥૩॥ શુદ્ધ સમ્યક્ તરૂવર, અતિ દઢ પરવર, વાણી સુધાકર, જળધારા ॥ યા દયા વધારણ, હિંસા વારણ, શિવસુખ કારણ, ભવ પ્યારી ॥ એ બુદ્ધિ બઢાવે, ભર્મ કઢાવે, પાપ છુડાવે, સૂત્રચારી ॥ધ૦॥૪॥ જે ચિંતા ઉચ્ચાટણ, મોહની દાટણ, ત્રિશલ્ય કાટણ, કાતરણી॥ અરિ કંદ કુદાળી, બંધણ પાળી, સુરતરૂ ડાળી, સુત જરણી॥ ભવોદધિકે માંઇ, ઝાજ કહાઈ, બેઠા જાઈ, નર નારી ॥ધ૦॥૫॥ સંશય વિપર્યાય, અને અધ્યવસાયે, તિહુ અણ માંય, હોય નહી ॥ ત્રિદોષ રહિતં, ત્રિગુણ સહિતં, ત્રિપદી રીતં, ભેદ સહી॥ શુદ્ધ ન્યાય આરાધી, શિવવધુ સાધી, કર્મ ઉપાધિ, જિણ વારી ॥ધ૦॥૬॥ યા વિરાધન કરકે, યહાંસેં મરકે, ઉપજ્યો નરકે, દુઃખ પાયા॥ વળિ ગર્ભમેં લટકયા, ચૌગતિ ભટક્યા, જગતમેં અટક્યા, ભય ભારી ॥ધ૦॥૭॥ જિણ હિતકર જાણી, શ્રી જિનવાણી, સો ભવિ પ્રાણી, સુખ પાયા॥ સમકિત શુદ્ધ કરણે, મિથ્યા હરણે, ભવજળ તરણે, શિવ પાયા ॥ તિલોકરિખ જાચી, શારદા સાચી, મન તન રાચી, જયકારી ॥ધ૦॥૮॥–કલશ–દોહા. જિનવાણી જયકાર હે, અનુભવ રસકો સાર॥ નય પ્રમાણ વિચારજો, પક્ષપાત પરિહાર ॥૯॥ શમ દમ ઉપશમ ભાવશું, જે સાધે નર નાર॥ તિલોકરિખ તિણુને સદા, પ્રણમે વારંવાર ॥૧૦॥ ઇતિ જિનવાણી સ્તવન છંદ.

**આ ગ્રંથ છપાવવામાં જ્ઞાનવૃદ્ધિ રૂપ કાર્ય જાણી જે સાહેબોએ પોતાની ઉદારતા જણાવી અમોને પ્રથમથી આશ્રય આ પ્યો છે, તે સાહેબોનાં નામ નીચે મુદ્રિત કરૂં છું.**

**નકલો.** **મુંબાઈબંદર.** **( ૬૦૨ )**

૧૫૧ શેઠ રામજી માધવજીની વિધવા શેઠાણી બાઇ હેમકુંવરબાઈ.

૧૦૧ રા. રા. શેઠ દામજીભાઈ લક્ષ્મીચંદ
૨૦ શા દેવકરણ ઝવેર ખરભજા
૧૫ શા ત્રીકમજી કાલીદાસ
૧૦ શેઠ લખમશી નપુભાઈ
૫ શા નેમચંદ વસનજી
૫ શેઠ પીતાંબરભાઈ નરશીભાઈ

૨૫ શેઠ મદનજી જૂઠા
૧૫ શા. ચુનીલાલ વ્રજલાલ
૧૦ શા લાલજીભાઈ ચાંપશી
૫ શેઠ અમરચંદ તુલશીદાસ
૫ શેઠ રામજીભાઈ વીરજી

(શા નથુભાઈ ભારમલની મારફત)

૧૦ શા ભારમલ રવજી
૧૦ શા તેજસી રાઘવજી
૧૦ શા કેશવજી પુંજી
૧૦ શા દેવજી ગંગાજલ
૧૦ શા હીરજી રતનશી
૧૦ શા હીરજી માલશી
૧ શા નાગપાર ધારશી
૧ શા મોનસી ખીરા
૧ શા સોજપાલ તેરશી
૪ શેઠ નેમીદાસ હેમચંદ
૩ શા ભગવાનદાસ હરજીવન
૨ શેઠ કેશવલાલ સખીદાસ
૨ સંઘવી હીરાચંદ હંસરાજ
૨ શા લધા ખોડીદાસ
૨ દેશાઈ ગલાલચંદ ધનજી
૨ શા દરખચંદ સોભાગચંદ

૧૦ શા રવજી નેણશી
૧૦ શા મનશી રાજપાલ
૧૦ શા નેપા નેણસી
૧૦ શા ઓભાયા હેમરાજ
૧૦ શા ભીમશી લખમશી
૧ શા વીરપાલ માલશી
૧ શા સારંગ વેરશી
૧ શા ધારસી વેરા
૧ શા જેઠા વીજપાળ
૪ બાઈ ભચીબાઈ
૨ શેઠ ભગવાનદાસ વસનજી
૨ શેઠ ઓધવજી નારણજી બંગાળી
૨ શેઠ લીલાધર ઝવેરચંદ હા. બાઈ બાણીબાઈ
૨ શા ગોનસી દેવશી

( શા રૂપચંદ વીરજી મારફત )

૧ શા રૂપચંદ વીરજી
૧ શા કુરપાલ હેમરાજ
૧ શા લધા કચરા
૧ શા કુરપાલ ખીમરાજ
૧ શા કોરજી તલકશી

( શેઠ કાલીદાસ અમુલખ મારફત ગોંડલવાળા )

૨ શા કાળીદાસ અમુલખ
૧ શા મોહનલાલ ત્રીભોવન
૨ શા કાળીદાસ કેશવજી
૧ શા લાલચંદ અંદરજી
૨ શેઠ ત્રીકમજી કાનજી
૨ શા જેચંદ અમરચંદ
૧ શા કલાણજી ઓધવજી
૧ શા મગનલાલ રતનચંદ
૧ શા સાકરચંદ જેચંદ
૧ પા. લલુભાઈ હરગોવન
૧ શા અભેચંદ જસરાજ
૧ શા જીવરાજ ભવાનજી
૧ શા કેશવજી ભીમશી
૧ શા મુલજી આણંદજી
૧ શા દામજી નાથાણી
૧ શા વરજાન જેવંત
૧ શા વેલજી વીરા
૧ શા દેવજી લાધા

( શા પાનાચંદ ખીમજી મારફત )

૫ શા પાનાચંદ ખીમજી
૧ શા ચોથા વાઘા

( ભણશાળી શંભુભાઈ ટોકરશી મારફત )

૧ શા ગોકળદાસ પાનાચંદ
૧ શા શીવરાજ કરશનજી
૧ શા નાનચંદ વીકમશી
૧ શા નારણજી પરસોતમ
૧ શા પાસુ કોરશી
૧ શા કસ્તુર ચાંપશી
૧ શા વ્રજપાલ ભારમલ
૧ શા ડોશા મોતી
૧ શા તારાચંદ પ્રતાપસંગ
૧ શા ખેતસી લધા

( શા રાયશી દેવશી મારફત )

૧ શા રાયશી દેવશી
૧ શા મલુકચંદ રતનશી
૧ શા રવજી રતનશી
૧ શા નાગરદાસ ઉજમશી
૧ શા ગોવીંદજી લખમીચંદ
૧ શા દેવરાજ વેરશી
૧ શા હરીલાલ રામજી
૧ શા લાલજી શિવજી
૧ શા નપુ વીરપાલ
૧ શા નેમીદાસ રતનશી

( શા જગજીવન નારણજી મારફત રાજકોટવાળા )

૧ શા મુલચંદ મોનજી
૧ શા માલશી કાનજી
૧ શા ઝવેરચંદ મુલચંદ
૧ શા વેલજી કલાણજી
૧ કોઠારી નારણજી તારાચંદ
૧ શા દયાલજી કલાણજી
૧ શા મોરારજી ભગવાનદાસ
૧ ગાંધી દુલભદાસ ત્રીભોવન
૧ દોશી ત્રીભોવન મલુકચંદ
૧ શા ઓધવજી ઓતમચંદ

( શા શવજી પાંચારીઆ મારફત )

૨ શા શવજી પાંચારીઆ
૨ શા લખમશી લાધા
૧ શા દેવશી પદુ
૧ શા લધુ દેવરાજ
૧ શા હરીદાસ પ્રેમજી
૧ ગાંધી નેઠાલાલ પ્રેમજી
૧ શા હંસરાજ વાલજી
૧ શેઠ કલાણજી મુલજી
૧ શા હેમચંદ ગાંડા
૧ શા આસકરણ રતનશી
૧ શા સાકરચંદ મુલજી
૧ શા સંવરાજ કાનજી
૧ શા માલશી પેથણ
૧ શા પદમશી ખાખણ
૧ શા ભીમશી હાંસુ
૧ શા કરમશી ઉકેડા
૧ શા મણસી વાધા
૧ શા હંસરાજ રતનસી
૧ શા દઆલ આણંદજી
૧ શા વીઠલ લીલા
૧ શા માવજી ખોડીદાસ
૧ શા સોમચંદ ઝવેરચંદ
૧ શા અવચળ કાળીદાસ
૧ શા ધરમશી નારણ

## અમદાવાદ ( ૩૪ )

૧૦ શા મહાસુખરામ ગુલાબચંદ
૩ સંધાણી હીરાચંદ વેલજી કારભારી
૧ મે, જીવરાજભાઈ ઘેલાભાઈ હેલ્થઓફીસર સાહેબ
૧ શા મલીચંદ બુલાખીદાસ
૧ શા પોચાભાઈ પીતાંબરદાસ
૧ શા ગીરધર કેવળ
૧ એક જૈનીસદગૃહસ્થ
૧ શા મફતભાઈ ચુનીલાલ
૫ શા મલીચંદ જેચંદ
૨ શા ખેમચંદ ઝવેરચંદ
૧ શા જેશંગભાઈ મંછારામ
૧ શા જમનાદાસ ગોપાલદાસ
૧ શા છગનલાલ ઇસવરદાસ
૧ શા પુંજાભાઈ મોતીચંદ
૧ પટેલ છગનલાલ કુબેરદા[illegible]

૧ ભાવસાર પુંજા જેઠા
૧ માસ્તર ચુનીલાલ નાનચંદ
૧ શા નગીનદાસ છોટાલાલ

## મોરબી ( ૧૧ )

( રા. રા. વનેચંદ પોપટભાઈ દફતરી મારફત. )

૧૦ શ્રી મોરબી જૈનશાળા ખાતે.
૧ રા. રા. વનેચંદ પોપટભાઈ દફતરી.

## જોડીઆબંદર ( ૧૧ )

૧ રા. રા. મગનલાલ ખેતશી. જોડીયા ડીસપેનસરી દાકતર.
૧ સંઘવી લાલજી મેઘજી.
૧ સંઘવી કાલીદાસ લાલજી.
૧ દોશી નેમચંદ ગુલાબચંદ.
૧ મા. પોપટ કરસનજી.
૧ રા. રા. વનમાળીદાસ પ્રાગજી જોડીઆ મામલતદાર.
૧ શ્રી જૈનશાળા ખાતે.
૧ ભા. ધનજી ખેચર.
૧ ભા. દલીચંદ પોપટ.
૧ મા. તારાચંદ નથુ
૧ મેતા ખેચર ડોસાણી હડમતીઆવાળા.

## અંજાર ( ૧૧ )

( શા. કરમચંદ ધરમશી મારફત. )

૧ મા. મુલચંદ વાઘજી.
૧ ગાંધી રતનશી જીવરાજ.
૧ મા. માણેકચંદ મોનશી.
૧ મા. જીવરાજ લીલાધર.
૧ શા. દેવકરણ ઝવેર.
૨ શા. રતનશી રામજી.
૧ કોઠારી માણેકચંદ દેવચંદ.
૧ દોશી મુલજી વાલજી.
૧ મા. ખોડીદાસ ગાંગજી. પડાણાવાળા
૧ ભણશાળી ટોકરશી તેજશી. શ્રી સ્નાથક સારૂ,

## મુંદરાબંદર ( ૧૦ )

( શા. રવજી કચરાણી મારફત. )

૪ શા. રવજી કચરાણી.
૧ મા. મુલચંદભાઈ દેવચંદ.
૨ મા. મુલચંદ લવજી જશાણી.
૧ મા. વાલજી ખેંગાર.
૧ મા. લાલચંદ ખેંગાર.
૧ શ્રી છકોટીના સ્થાનક ખાતે.

## સરપદડ (૧૦)

૧ રા. રા. જાદવજી મીઠા.
૧ ગાંધી કાનજી મોતીચંદ.
૧ પા. દામોદર વાલજી.
૧ રા. રા. મેહેતા નાગજી ગોરધન ન્યાયાધીશ.
૧ પા. ધણેશ કડવા. ખીજડીઉ.
૧ પા. ચંદરજી નારણ.
૧ પા. જેરામ મેઘરાજ પડધરીના
૧ પા. પાનાચંદ વાલજી. જીવીરીઉ.
૧ મેતા નથુભાઈ કેશવજી
૧ વોરા જાદવજી તલશી. મોટાવડા.

## ખંભાતબંદર.

સંઘવી પોપટ વખતચંદ. હા. ગલાબચંદ જોઈતાચંદ.

૧ શા. અંબાલાલ લાલચંદ
૧ શા. લાલચંદ મલુકચંદ.
૧ પા. ભોગીલાલ કીલાભાઈ.
૧ પા. હરગોવન હરજીવન.

## ધોરાજી (૫)

૨ કામદાર પોપટ વનમાળી.
૧ શેઠ ઘેલાભાઈ શોભાગચંદ.
૧ દોશી નરભેરામ શોમજી.
૧ શ્રી ધોરાજી જૈનશાળા હા. બખાઈ રણછોડ રવજી.

## સુરતબંદર (૫)

૫ શા. જીવણલાલ તારાચંદ.

## ભાવનગર (૪)

૧ જૈનધર્મસુબોધપ્રસારક સભાની લાયબ્રેરી ખાતે હા. રા. નરશી મુલજી.
૧ જૈનજ્ઞાનમણીપ્રભા પુસ્તકાલય.
૧ ભાયાણી ગોપાલજી મેઘજી.
૧ શા. માણેકચંદ જીવણ. ગઢડાવાળા.

## ધરમપુર (૩)

૧ રા. રા. કપુરચંદ ગોપાલજી સેક્રેટરી.
૨ રા. રા. મોહનલાલ પ્રાગજી. હજુર શીરસ્તેદાર.

## વટામણ. (૩)

૧ શા. જીવાભાઈ કુંવરજી.
૧ ભાવસાર મગન કાલીદાસ.
૧ ભાવસાર કરસન ગોપાલ.

## નરોડા. ( ૩ )

૧ પટેલ ભઇબા કાલીદાસ.
૧ પટેલ ફતેસંગ ચેલદાસ.
૧ વ્યાસ છગનલાલ ત્રીકમ.

## બદડા કચ્છ. ( ૩ )

૧ શા. ડુંગરશી કોરશી.
૧ શા મુલજી ચોથા.
૧ શા. મોણશી ફમુ.

## મનફરા. ( ૨ )

૧ શેઠ જીવરાજ શામજી.
૧ શા. ભારમલ મુલજી.

## રાજકોટ. ( ૨ )

૧ પારેખ પ્રાણજીવન રૂઘનાથ.
૧ શા. મલુકચંદ ફુલચંદ.

## માળીઆ ( ૨ )

૨ શા. નેણશી પરસોતમ.

## સાણંદ ( ૨ )

૨ શા નાનચંદ સાંતીદાસ. સ્થાનક ખાતે.

## ધોળકા ( ૨ )

૧ બાઇ મથુરી.
૧ બાઇ દીવાળી.

## વડાલ ( ૧ )

૧ શા. નેચંદ નથુભાઈ.
૧ દોશી અખજી કલાણજી વીજાપર વાળા.

## વેરાવળ ( ૨ )

૧ માસ્તર વનમાળી હેમરાજ. સુબોધ જૈનશાળા ખાતે.
૧ રા. પ્રેમજી હેમરાજ.

## નાર. ( ૨ )

૨ શા વખતચંદ મુલચંદ સ્થાનક ખાતે.

## પોરબંદર. ( ૨ )

૨ રા. મનમોહનદાસ કપુરચંદ. જૈનશાળા ખાતે.

## વવાણીઆબંદર. ( ૧ )

૧ દેસાઈ પોપટ મનજી. જૈનશાળા ખાતે.

## થાનગઢ. ( ૧ )

૧ રા. ત્રીભોવનદાસ ભુદરદાસ.

**બોરાળા. ( ૧ )**

૧ શા. ડાયા રાજાણી.

**રતાડીઆ. ( ૧ )**

૧ શા. પદમશી બારીઆણી.

**રાપર. ( ૧ )**

૧ મોરબીઆ થાવર અમ્રત.

**ત્રંબો. ( ૧ )**

૧ મોરબીઆ આસકરણભાઈ ઝવેર.

**કઠોર. ( ૧ )**

૧ ભા. હરજીવનદાસ હેમરાજ.

**પાલણપુર. ( ૧ )**

૧ મેતા પીતાંબર હાથીભાઈ સ્થાનક ખાતે.

**ખેડા. ( ૧ )**

૧ ભાવસાર નથુભાઈ અમરચંદ.

**ચૂડા. ( ૧ )**

૧ દાકતર શોભાગચંદ નથુભાઈ.

**આમોદ. ( ૧ )**

૧ શા. હરજીવનદાસ રાયચંદ.

**દહેવાણ. ( ૧ )**

૧ શા. વીરચંદ ખુશાલ.

**વીરમગામ. ( ૧ )**

૧ ભાવસાર રામજી વીરચંદ.

**વાગડ. ( ૧ )**

૧ ભાવસાર ભગવાનદાસ બેહેચર.

**નડીઆદ. ( ૧ )**

૧ ભાવસાર મોતીલાલ જેઠા.

**બરવાળા. ( ૧ )**

૧ રા. સુંદરજી મોરારજી જૈનહિતેચ્છુ સભા.

કુલ નકલો ( ૭૫૫ )

## પુસ્તક મંગાવનાર સાહેબોને અગત્યની સૂચના.

સર્વે જૈન બંધુઓને વિનંતી પૂર્વક ખબર આપવામાં આવે છે કે અમારા તરફથી નીચે લખેલાં પુસ્તકો રોકડી કિમ્મતથી અગર વેલ્યુપેએબલથી વેચાતાં મળશે. કિમ્મત શિવાય ટપાલ ખર્ચ જુદુ સમજવું.

| | રૂ. આ. પા. |
|---|---|
| શ્રી જૈનતત્વશોધકગ્રંથ મહામુનિ શ્રી ત્રીકમદાસજી સ્વામી વિરચિત. | ૧—૦—૦ |
| બાવીશ થોકડા. જેમાં આ વખતે બે થોકડાનો વધારો કરવામાં આવ્યો છે સૂરતવાળા. | ૧—૦—૦ |
| જૈનવ્રતશિક્ષાપત્રિ. | ૦—૨—૬ |

આ શિવાય શા. કચરાભાઈ ગોપાળદાસ તરફથી છપાએલાં આપણા ધર્મનાં તમામ પુસ્તકો તથા પજુસણ પર્વ ઉપર લખવાના છાપેલા કાગળો અમારે ત્યાંથી મળશે. માટે જે સાહેબોને મંગાવવાની મરજી હોય તેઓએ નીચેના શિરનામે લખી મંગાવી લેવાં.

**શા. ત્રિભોવનદાસ રૂઘનાથદાસ.**
**શા. મલીચંદ બુલાખીદાસ મારફત.**
**આકાશેઠના કૂવાનીપોળ. અમદાવાદ.**

## જાહેરખબર.

સર્વ જૈનધર્મિ ભાઇઓને ખબર આપવામાં આવે છે કે અમારા તરફથી નીચે લખેલાં પુસ્તકો રોકડી કિમ્મતે મળી શકશે;

સામાયિકવ્રત—એ નામના પુસ્તકની ઘણીજ નકલો ખપી ગઈ છે તેમજ અત્રેની સભા તરફથી સુચવન હોવાથી તેની કિમ્મતમાં ઘટાડો કરી ફક્ત ૧ આનો લેવાનો ઠરાવ કર્યો છે. પ્રતિક્રમણસૂત્રઃ—કે જેની થોડીજ નકલો બાકી રહી છે. કિમ્મત રૂ૦—૪—૦ શ્રી જૈનતત્વશોધક ગ્રંથ મહામુનિ શ્રી ત્રીકમદાસજી સ્વામિ વિરચિત. કે જેની થોડીજ નકલો બાકી રહી છે. જેથી ગ્રાહકોએ મંગાવી લેવા ચૂકવું નહીં.

**શા. છોટાલાલ મોતીચંદ ઠે. સૂતારવાડો.**
**શા. છોટાલાલ દોલતચંદ ઠે. કડાકોટડી.**
**મુ૦ ખંભાત.**